અલ્લાહ તઆલા ફરમાવે છે.
તારા પરવરદિગારના માર્ગ તરફ ડહાપણ તથા સારી શીખામણથી નોતર. સૂરા નહલ. ૧૬; ૧૨૫.

# મોનબ્બેહાત
## તથા
# લુકમાન હકીમની આજ્ઞા


મુળ અરબી તથા ફારસી ઉપરથી ભાષાંતર કરનાર
**મરહુમ મૌલાના ગુલામ મોહંમદ સાદેક**
છપાવી પ્રસિદ્ધ કર્ત્તા
**અબદુર રહીમ બી. મૌલાના ગુલામ મોહંમદ સાદેક**
મેનેજર કુતુબખાના સાદેકીયહ.
મુ. **રાંદેર જીલ્લા સુરત.**



રબીઉલ અવ્વલ સને ૧૩૪૩ હીજરી.



બીજી આવૃત્તિ પ્રત ૧૦૦૦.





સુરત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી 'અનાવિલ બંધુ' પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યો.


**કીંમત ૮ આના.**

# પ્રસ્તાવના

## મોટો મહેરબાન રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

સર્વ સ્તુતી અલ્લાહ તઆલા માટે છે જેણે અમારી હિદાયત માટે તરેહ તરેહના માર્ગો ઠેરવ્યા અને કામિલ દોરૂદ હજરત મોહમ્મદ (સલ) માટે છે કે જેમણે તે માર્ગો પ્રગટ કર્યાં અને તેમની આલ તથા અસહાબ માટે છે કે જેવણે તે માર્ગોના ફેલાવવામાં તન, મન અને ધન વાપર્યાં. અને સઘળા મુસલમાનો માટે.

એ પછી ગુલામ મોહમ્મદ બીં૦ હાજી હાફેજ સાદેક કહે છે કે મોનબ્બેહાત નામની કિતાબ જે ઘણી પ્રખ્યાત છે અને તે હિન્દુસ્તાનના ઘણા પ્રેસોમાં ઘણીવાર ઘણાં વર્ષોથી છપાતી આવે છે. એ કિતાબ અરબીમાં હતી તેનો તરજુમો ઉર્દુ, ફારસીમાં પણ અનેકવાર છપાયો છે. એટલુંજ નહીં પણ ઇંગ્રેજીમાં પણ એનો તરજુમો પ્રોફેસર જે૦ ડબલ્યુ૦ રોકવેલ સાહેબે કર્યો છે અને તે ઘણી વાર છપાયો છે એ કિતાબ મોહદ્દેસોના સરતાજ હાફેજ* અહમદ બીન અલી પ્રખ્યાત ઈબને હજર અસકલાની (રહ) ની રચેલી છે જેવણ મોહદ્દેસીનમાં ઈમામ તરીકે ગણાય છે. અને બોખારી શરીફની શરહ ફતહુલ બારી તે પણ એમનીજ રચેલી છે ફરી એ કિતાબ માનીતી હોય તેમાં નવાઈ શી.

જોગજોગે મારા ખાનગી કામ માટે તા૦ ૧૫ મી ડીસેમ્બર સને ૧૯૦૭ માં મારૂં રંગુન (બ્રહ્મા) જવું થયું ત્યાં મેં મારી ફુરસતનો લાભ લઈ એનો તરજુમો કર્યો છે. ખોદા એને કબૂલ કરે. આમીન.

ગુજરાતીમાં દીની કિતાબો નથીજ એમ કહું તો ચાલે કારણ કે જે છે તે ઘણીજ થોડી છે. નસીહતની કિતાબ જેમાં રસૂલુલ્લાહ (સલ) ના પાક વચનો સહાબાના વાકયો અને વલીઓના શબ્દોથી આધાર લેવાયો હોય તેવી એકે નથી અને આ કિતાબ એવીજ રીતે લખાઇ છે માટે મેં એનો તરજુમો કર્યો છે.

આ કિતાબમાં જે નસીહતો છે તે જાહેરમાં મુસલમાનોના લાભની છે એમ જણાય છે પરંતુ તેના ઘણા મજમુન એવા છે કે જેનો લાભ હિંદુ પારસી અને ખ્રિસ્તીઓ પણ લઈ શકે છે.

---

* હદીસવાળાઓના મહાવરામાં જેને લાખ હદીસ મોઢે યાદ હોય તેને હાફેજ કહે છે. અને એવણ મોહદ્દેસોમાં હાફેજ ગણાય છે. ગુ. મો.

પણ એનો ખરો લાભ લે વાચો એવું કયારે ગણાય કે મુસલમાનોની સ્કુલોમાં છોકરાઓને ભણાવવામાં આવે કારણ કે બાળકો હજુ નાના હોવાથી લીલી લાકડીની માફક જેમ વાળો તેમ વળે છે. અને નાનપણની ટેવ સારી રીતે જમી જાય છે. એજ માટે અરબીની કેટલીક નસીહતો બાળકોને મોઢે કરાવતા કેટલી જગ્યા અલ્લામા મુકરીનો કસીદો લામીયા તથા અલ્લામા સફદીનો કસીદો લામીયા તથા અલ્લામા ઇબ્નુલ વરદી (રહ) નો કસીદો લામીયા મોઢે યાદ કરાવાય છે. જેની દરેક કડીમાં એક બે નસીહત છે અને હિન્દુસ્તાનના બ્રાહ્મણો વગેરેની હિંદુઓની સ્કુલમાં નસીહતોની વાતો દરરોજ પલાખાની જેમ મોઢે બોલાવતા હતા.

ઈંગ્રેજી સ્કુલમાં ભણતા છોકરાઓ અને વિષેશ કરીને પારસીઓના છોકરાઓ અદબ અખલાકમાં ઘણા નકામા હોય છે તેનું કારણ મારી જાણ પ્રમાણે અખલાકના ઈલમની ખોટ છે. ઉંચી કેળવણી હોંશીઆરી આપનાર છે. ચાલાક બનાવનાર છે. એમાં કશો વાંધો નથી. પણ તેથી એને સુધારવાની કે નીતિની આશા રાખવી ફોકટ છે. એજ કારણથી ઇંગ્લાંડમાં એવી કેલવણી ઘણી ફેલાઈ છે, છતાં ફોજદારી કેસ નિર્લાજ ગુનાહ ત્યાં એટલા બને છે કે તે પ્રમાણમાં હિંદુ સ્ત્રીઓના ગુનાહ તેઓના અભણપણાને તથા ઉંચી કેળવણીમાં પાછળ પડેલા રહેવાને જોતાં કંઈ ગણતરીમાં નથી અને નોવેલ અને કેટલાક કિસ્સાની ચોપડીઓ અને પુસ્તકો એવાં છે કે તેને વાંચવાથી અખલાકમાં ઘણો બગાડો ઉત્પન થાય છે માટે એવાં પુસ્તકો વાંચવાથી છોકરાઓને રોકવા જોઇએ.

લુકમાન હકીમ (અલે)ની સો આજ્ઞા જે ઘણી પ્રખ્યાત છે અને ફારસી સ્કુલોમાં પઢાવવામાં આવે છે. તેને પણ મેં આ ચોપડી સાથે છાપી છે. એવી કિતાબો અરબી ફારસીમાં માનીતા બુજરૂગોની રચેલી ઘણી છે. ઇનશા અલ્લાહ બીજી કિતાબોનો તરજુમો પણ બહાર પડશે. ખોદા મદદ કરનાર છે તેજ હિમ્મત આપનાર છે. સર્વ સાધન પૂરાં પાડનાર છે તેના વગર કોઇ નથી. પીર પેગમ્બર સઘળા તેના મોહતાજ છે તેજ જે આપે તે મળે અને તેજ જે રોકે તે રોકાય.



## મોટો મહેરબાન રહમકર્તા ખોદાના નામથી

### બબ્બે વસ્તુનો અધ્યાય

હજરત નબી (સલ)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બે ખસલતો (આદતો) એવી છે કે જેથી શ્રેષ્ટ કોઈ નથી. અલ્લાહ ઉપર ઈમાન લાવવું. (૨) મુસલમાનોને લાભ આપવો. અને બે ખસલતો એવી છે કે તેથી બુરી કોઈ નથી. [૧] અલ્લાહ સાથે ( કોઈને ) શરીક કરવો ( ૨ ) મુસલમાનોને દુઃખ આપવું.

રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે (૧) આલેમોની પાસે બેસવાને અને (૨) હકીમોની વાત સાંભળવાને અગત્યનું જાણો.

---

જ્યાં (સલ) લખ્યું હોય તેને સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ પઢવું.

કારણ કે અલ્લાહ તઆલા જેવી રીતે મરેલી જમીનને વરસાદથી જીવતી કરે છે તેવીજ રીતે મરેલા દીલને હિકમતના * નુરથી જીવતું કરે છે.

હજરત અબુ બકર સિદ્દીક (રદી)થી રિવાયત છે કે જે કોઈ કબરમાં વગર ભાથે (તોશે)× દાખલ થયો તે વગર નાવડીએ દરિયામાં સવાર થવા સરખો છે.

હજરત ઓમર (રદી)થી રિવાયત છે કે દુન્યાની ઇજ્જત માલથી છે અને આખેરતની ઈજ્જત સારાં કામોથી છે.

હજરત ઉસમાન (રદી)થી રિવાયત છે કે દુન્યાનો ગમ તો દિલનું અંધારૂં છે. અને આખેરતનો ગમ તે દિલનો પ્રકાશ (નૂર) છે.

હજરત અલી (રદી)થી રિવાયત છે કે જે કોઇ ઇલમની શોધમાં છે, જંનત તેની તલબમાં છે અને જે કોઇ ગુનાહની તલાશમાં છે દોજખ તેની તલાશમાં છે.

યહયા બીન મોઆજ (રદી)થી રિવાયત છે કે કોઈ બુઝરૂગ અલ્લાહની નાફરમાની કરતો નથી અને કોઇ ડહાપણવાળો [હકીમ] આખેરતને બદલે દુન્યાને પસંદ કરતો નથી.÷

આમશ (રદી)થી રિવાયત છે કે જેની પુંજી તકવો (પરહેજગારી તથા ખોદાનો ભય) છે, તેના દીનના નફાના બયાનથી જીભ થાકેલી છે અને જેની પુંજી દુન્યા છે તેના દીનની નુકસાનીના બયાનથી ઝબાનો થાકી છે.=

---

* હિકમતની મતલબ શરીઅતના હુકમોના ભેદો તથા ખુબીયો જાણવી. એટલે જાહેર તથા બાતેનનો ઈલિમ હાંસલ થવો અને જેને એવી રીતનો ઈલિમ મળે છે તેને હકીમ કહે છે. તો આ ચોપડીમાં જ્યાં હકીમ શબ્દ કહ્યો છે તેની આજ મતલબ છે.

× એટલે વગર સારા કૃત્યે (અમલે) કારણ કે તે કબરનું ભાથું છે.

÷ એટલે કરીમ [બુઝરૂગ]ને યોગ્ય નથી કે તે ગુનોહ કરે, અને હકીમ (ડહાપણવાળા)ને યોગ્ય નથી કે તે દુન્યાને અખત્યાર કરે. અને જો એની વિરૂદ્ધ કરે તો જાણો કે તે બુઝરૂગ નથી અને આ હકીમ નથી.

= એટલે એ નફો નુકસાન બે હિસાબ છે. ગુ૦ મો૦

સુફ્યાન સૌરી (રહ)થી રિવાયત છે કે દરેક ગુનોહ જે શહવતથી છે તેની બખશીશ (માફી)ની આશા રહે છે પણ જે ગુનોહ ગરૂરીથી થાય છે તેની બખશીશની આશા હોતી નથી. કારણ કે ઇબલીસનો મુળ ગુનોહ તકબ્બોરીથી હતો અને આદમ (અલે)ની મુળ ભૂલચૂક શાહવતથી હતી. **

એક ઝાહિદથી રિવાયત છે કે જે કોઇ હસતી હાલતમાં ગુનોહ કરે છે તો અલ્લાહ તેને રડતી અવસ્તામાં દોજખમાં નાખશે અને જે કોઇ રડતી હાલતમાં ખોદાની બંદગી કરે છે તો અલ્લાહ તેને હસતી હાલતમાં જંનતમાં દાખલ કરશે.

એક હકીમથી રિવાયત છે કે તમો ગુનાહોને નાના નહીં જાણો, કારણ કે તેનાથી મોટા ગુનાહોના પ્રૂંટા નીકળે છે. †

હજરત નબી (સલ)થી રિવાયત છે કે નાનો ગુનોહ હંમેશ કરવાથી નાનો રહેતો નથી અને મોટો ગુનોહ બખશીશ માગ્યાથી (ઈસ્તિગફારથી) મોટો રહેતો નથી. §

કહેવાયું છે કે આરિફની ઇચ્છા ખોદાની સ્તુતી કરવી છે અને ઝાહિદની ઇચ્છા દોઆ કરવી છે. કારણ કે આરિફની મતલબ તેનો પરવરદિગાર છે અને ઝાહિદની ગરજ તેનો આત્મા (જીવ) છે.

** એટલે શેતાનનો ગુનોહ બખ્શાયો નહીં. કારણ કે તે અહંકાર (ગરૂર)ના માર્ગથી થયો અને આદમ (અલે)ની ચૂક બખશાઇ, કારણ કે તે ગરૂરથી નહોતી.

† એટલે નાનો ગુનોહ હંમેશ કર્યા કરવાથી મોટો ગુનોહ થાય છે. અથવા નાનો ગુનોહ કરા કર્યાથી મોટો પાપ કરવાની દિલેરી થાય છે.

§ એટલે જે કોઇ નડર થઇને નાનો ગુનોહ હંમેશ કર્યા કરે તે નાનો ગુનોહ મોટો થાય છે. અને જો મોટા ગુનાહની સાથે તોબા ઇસ્તિગફાર કરે તો તે કબીરા (મોટો ગુનોહ) રહેશે નહીં પણ તે માફ થશે. તોબાના અર્થ આ છે કે કીધેલા ગુનાહ ઊપર પશ્ચાતાપ કરવો અને હાલમાં ખોદા તરફ વલણ કરી આજેઝી કરવી અને આઇન્દા માટે નહીં કરવાનો મજબુત વિચાર બાંધવો ગ્રા. મો.

એક હકીમથી રિવાયત છે કે જે કોઇ એમ ધારે કે અલ્લાહથી વધુ પ્યારો તેનો કોઈ દોસ્ત છે તો અલ્લાહની પિછાણ તેને ઓછી છે. અને જે એમ ધારે કે તેના જીવથી વધુ તેનો કોઇ દુશમન છે તો જીવની ઓળખ તેને ઓછી છે.

**ઝહરલ ફસાદો ફિલ બર્રે વલ બહરેની** મતલબ હજરત અબુબકર સિદ્દીક [રદી]થી થઇ છે, તેવણુ કહે છે કે શબ્દ બર્રની મતલબ ઝબાન છે અને બહરની મતલબ દિલ છે* તો જ્યારે ઝબાન બગડી તો તે પર જીવો રડે છે, અને જ્યારે દિલ ખરાબ થયું તો તે પર ફિરશ્તા રડે છે.

કહેવાયું છે કે શહવત (ખાહેશે નફસાની) બાદશાહોને ગુલામ બનાવે છે, અને સબર [ધીરજ] ગુલામોને બાદશાહ કરે છે. શું તું યુસોફ તથા ઝોલેખાનો કિસ્સો જોતો નથી.+

કહેવાયું છે કે જે માણસની બુદ્ધિ હાકેમ હોય અને તેની મન ઇચ્છા [ ખાહેશે નફસાની] કેદી હોય તેને માટે ખુશી છે. પણ જેની મન ઇચ્છા હાકેમ હોય અને તેની અક્કલ કેદી હોય તેને ધિક્કાર છે.

કહેવાયું છે કે જે ગુનાહોને તજે તેનું દિલ નરમ થાય છે. અને જે હરામને તજી ને હલાલ ખાય તેના વિચાર સ્વચ્છ થાય છે.

અલ્લાહે કોઇ નબી તરફ વહી મોકલી કે જે હું હુકમ કરૂં તેમાં તું મારી તાબેદારી કર. અને જે હું આજ્ઞા કરૂં તેમાં તું મારી નાફરમાની નહીં કર.

* એટલે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે જંગલ અને દરીયામાં આદમીઓના બુરા અમલોને લીધે ફસાદ પ્રગટ થયો છે. એની તફસીરમાં હજરત અબુ બકર સિદ્દીક ફરમાવ્યું કે બર્ર (જંગલ)ની મતલબ જીભ છે કારણ કે જીભ પર હજારો વાતો આવી જાય છે, અને બહર (દરયા)ની મતલબ દિલ છે. કારણ કે દિલ પણ દરયાની જેમ મોજા મારે છે, તો આ એનો ફસાદ ઘણો મોટો છે કેમકે શિર્ક તથા કુફર એઓથી થાય છે.

+ એટલે હજરત યુસોફ (અલે) ઝોલેખાના ગોલામ હતા. તેવણે સબર કર્યો તો બાદશાહ થયા, અને ઝોલેખા શહવતને લીધે આખરે તેમની તાબે થઇ.

કહેવાયું છે કે અલ્લાહ તઆલાની રજા [ ખુશી ]ને તાબે થવું તથા તેના ગુસ્સાથી બચતા રહેવું એ બુદ્ધિની સમ્પૂર્ણતા છે.

કહેતી છે કે ફાઝેલ [ મહાવિદ્વાન ]ને મુસાફરી ( વિદેશ ) નથી અને જાહેલને વતન નથી *

કહેતી છે કે જે કોઇ અલ્લાહની ઇબાદત કરીને નજીક થયો છે તે લોકોમાં એકલો દોકલો [ મુસાફર સરખો ] છે.

કહેતી છે કે જેવી રીતે દેહની હિલચાલ તે જીંદગીની નિશાની છે, તેવી રીતે બંદગીની હીલચાલ તે મારેફતની નિશાની છે÷

નબી સાહેબે [સલ] ફરમાવ્યું છે, સર્વ ગોનાહોનું મુળ દુન્યાની મોહબ્બત છે, અને સઘળા ફિતનાઓનું મુળ ઝકાત તથા દશાંઉંશ (ઓશર) નહીં આપવાં છે.

કહેવાયું છે કે કસુરનો ઇકરાર કરનાર હંમેશ સ્તુતી પાત્ર છે, અને તકસીરનો ઇકરાર કરવો કબુલીયતની નિશાની છે.

કહેતી છે કે નેઅમતની નાશુકરી કરવી બખીલી છે અને બેવકુફની સંગત શામત છે.

### કવીતા.

યા મન બે દુન્યા હુશ તગલ ❀ કદ ગર્રહુ તુલુલ અમલ
અવ લમ યઝલ ફી ગફલતીન ❀ હત્તા દના મિન્હુલ અજલ

* * * *

અલમૌતો યાતી બગતતં ❀ વલ કબરો સન્દૂકુલ અમલ
ઇસબિર અલા અહવાલેહા ❀ લામૌત ઇલ્લા બિલ અજલ *

---

* એટલે આલિમ જ્યાં જાય છે ત્યાં ઇલમને લીધે લોક તેનાથી મોહબ્બત કરે છે ફરી તે જગ્યા વતનના જેવી થાય છે. એથી ઉલટો જાહેલ છે કે તેને વતનમાં પણ કોઈ પૂછતું નથી જાણે તે વિદેશી છે.

÷ જે અલ્લાહની બંદગી પર કાયમ છે તે આરિફ બિલ્લાહ છે જેમકે બદન જેનું હાલે તે જીવતો છે ગુ. મો.

* કવીતામાં અર્થ

અય દુન્યામેં હુવા હે મુસ્તગલ
ગર્રા તુજકો રખતાહે તુલે અમલ

## ત્રણ ત્રણ ચીજોનો અધ્યાય.

હઝરત નબી [ સલ ]થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું કે જે કોઇએ મુફલેસી ( ગરીબાઇ )ની શિકાયત કરતાં સવાર કરી તે જાણે પોતાના પરવરદિગારની શિકાયત કરે છે. અને જેણે દુન્યાની બાબતો માટે ગમગીન થઇને સવાર કરી તો તેણે અલ્લાહ પર ગુસ્સો કરતાં સવાર કરી. અને જે કોઇએ તવંગરની આગળ તેની તવંગરીને લીધે નમ્રતા જાહેર કરી તો તેનું બે તરતીયાંશ દીન જતું રહ્યું +

હજરત અબુબકર સિદ્દીક (રઠી] થી રિવાયત છે કે ત્રણ વસ્તુ ત્રણ વસ્તુથી મળી શકતી નથી (૧) તવંગરી આશા કર્યોથી. (૨) જવાની ખીજાબ કર્યોથી. (૩) તંદરૂસ્તી દવાઓથી. *

---

ખોયા ગફલત મેં હમેશાં ઉમરકો
અબતો નઝદીક આન પોંહચી હય અજલ
મોત આવેગી અચાનક તેરે તઈ
કબર હોગી તેરા સન્દુકે અમલ
કબર કે હોલોં પર અબ તુ સબર કર
હે નહીં મરના મગર વકતે અજલ.

+ એટલે રોઝીની તંગીનો શિકવો કરવો જાણે પરવરદિગારની શિકાયત કરવી છે. કારણ કે રોઝીનું તંગ થવું કે બોહળી થવું એ પરવરદિગારના તરફથી છે અને દુન્યાવી બાબતમાં ગમગીન થવું તે અલ્લાહપર ગુસ્સે થવા સરખું છે. કારણ કે દરેક કામનું બગાડવું કે સુધારવું અલ્લાહની કુદરતના કબજામાં છે અને તવંગરની તવાજો તેની દોલતને લીધે કરવાથી દીનના બે તરતીયાઉંશની નુકસાની છે કારણ કે દીનના ત્રણ ભાગ છે [૧] એતેકાદ [૨] ઇકરાર અને [૩] અમલ. તો જેણે દોલતમંદની તારીફ જીભથી કરી અને અબ્યવો (આજા)થી નમ્રતા [તવાજો] કરી તવંગરીને લીધે તો બે ભાગ જતા રહ્યા. માત્ર એતેકાદજ રહી ગયો. પણ જો કોઈ તવંગરની તવાજો તેની દીનદારી નેકબખતીને લીધે હોય તો કશો દોષ નથી.

*એટલે દોલત, તંદુરૂસ્તી, અને જવાની જેટલી તકદીરમાં લખાઈ છે તેટલીજ મળે છે. જે કોઇ આ સબબોને આધારે શોધે તે નાદાન છે.

હજરત ઓમર (રદી) થી રિવાયત છે કે લોકોથી વધારે મોહબ્બત રાખવી અડધી અક્કલ છે, અને સારી રીતે પૂછવું અડધો ઈલમ છે, અને સારી તદબીરથી ચાલવું અડધું ગુજરાન છે.x

હજરત ઉસમાન (રદી) થી રિવાયત છે કે જે કોઇએ દુન્યા તજી તેને અલ્લાહે મહબૂબ બનાવ્યો અને જેણે ગુનાહોને તજ્યા તેને ફિરશ્તાઓએ પ્યારો બનાવ્યો અને જેણે મુસલમાનોથી લાલચ નહીં કરી તેને મુસલમાનોએ દોસ્ત બનાવ્યો.

હજરત અલી (રદી) થી રિવાયત છે કે ખચીત દુન્યાની નેઅમતોમાં તને ઇસ્લામની નેઅમત બસ છે, અને કામમાં લાગવા માટે બંદગીનો શુગલ તને બસ છે, અને બોધ લેવાની વસ્તુમાંથી મોતનો ધડો તને બસ છે.

અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે કેટલાક લોકો માલ હોવાને લીધે ગુનાહોમાં વધ્યા છે અને કેટલાકોની તારીફ થવાથી તેઓ ફિતનામાં પડયા છે અને કેટલાકોની એબ છુપવાને લીધે તેઓ ધોકામાં પડયા છે.x

હજરત દાઊદ (અલે)થી રિવાયત છે કે તેવણે કહ્યું, ઝબુરમાં વહી થઇ છે કે બુધ્ધિ માનને લાઝેમ છે કે ત્રણ કામમાં વળગેલો રહે (૧) આખેરત માટે ભાથુ તૈયાર કરવામાં (૨) ગુજારા માટે મેહનત કરવામાં (૩) હલાલની લિજ્જત ઢુંઢવામાં.

xએટલે જે કોઇ લોકો સાથે સારી મોહબ્બત રાખે જો કે તેના બીજા કામ અકલના નહોય તો પણ આ કામ તેની અડધી અક્કલનો પુરાવો છે. અને જો બીજા કામો પણ અક્કલના કરે તો તે પૂરો અકલવાળો છે. એજ પ્રમાણે સારી રીતે વાત પૂછવી તેના અડધા ઇલમની દલીલ છે. અને એવીજ રીતે સારી તદબીરે ચાલવાથી અડધું ગુજરાન થાય છે.

x એટલે ઘણી નેઅમતો મળવાને લીધે ગુનાહમાં વધુ ફસે છે અને જાણે છે કે જો અમો બુરૂં કરનાર હોત તો અમને આ નેઅમતો કેમ મળતે. એવીજ રીતે ખુશામદ ચાહનારની તારીફ થવાથી તેઓ ફિતનામાં પડે છે અને તેઓ જાણે છે કે અમો સારા છીએ. એવીજ રીતે એબ છુપવાથી તેઓ સમજે છે કે અમો એબ કરતા નથી.

અબુહોરૈરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ વસ્તુ મુકિત આપનાર છે, અને ત્રણ વસ્તુ નાશ કરનાર છે. અને ત્રણ વસ્તુ દરજ્જા વધારે છે. અને ત્રણ વસ્તુ ગુનાહોના કફ્ફારા છે. હવે મુક્તિ આપનાર વસ્તુઓ તે (૧) પોશીદા અને જાહેરમાં ખોદાનો ખોફ રાખવો છે. (૨) ફકીરી તથા તવંગરીમાં દરમીયાની ચાલ ચાલવી છે. (૩) ખુશી તથા ગુસ્સામાં બરાબર રહેવું ( અથવા અદલ કરવું ) છે. અને નાશકારક વસ્તુઓ તે (૧) હદથી વધુ બખીલાઇ છે. (૨) ખાહેશે નફસાનીની તાબેદારી કરવી છે. (૩) માણસનું ખુદ પસંદ થવુ છે. ( એટલે હું પણ કંઇ છું) અને દરજ્જા વધારનાર તે (૧) સલામ ઘણી કરવી* (૨) ખાણું ખવડાવવું (૩) લોક સુતા હોય ત્યારે રાતમાં નમાઝ પઢવી છે. અને કફ્ફારો થાય તે (૧) ઠંડીમાં પુરી રીતે વોજું કરવું. (૨) જમાઅતની નમાઝ માટે ચાલવું. (૩) નમાઝ પછી બીજી નમાઝની ઈનતેજારી કરવી છે.

હજરત જીબરઇલે (અલે) કહ્યું ઓ મોહમ્મદ (સલ) જેટલું તું ચાહે જીવ પણ જરૂર એક દિવસ તું મરનાર છે. અને ચાહે તેની પ્રીતિ કર પણ ખચીત તું તેનાથી જુદો થનાર છે અને જે ચાહે તે કર પણ બેશક તેનો બદલો જરૂર છે.

હજરત નબી સાહેબે (સલ) ફરમાવ્યું, જે દિવસે અલ્લાહ ના અરશના છાયા વગર કોઇ છાયા હશે નહિ તેમાં તે ત્રણ શખસોને પોતાના અરશના છાયામાં રાખશે. [ ૧ ] તકલીફોમાં વોજુ કરનાર+ [૨] અંધારામાં મસજીદ તરફ જનાર [૩] ભુખ્યાને ખવડાવનાર.

ઇબરાહીમ (અલે)ને પૂછ થઈ કે શા કારણથી અલ્લાહે તમને ખલીલ [દોસ્ત] બનાવ્યા ? તેવણે કહ્યું કે ત્રણ ચીજને લીધે.

* સલામ ઘણી કરવી તે આ છે કે દરેક મુસલમાન દરેક મુસલમાનને સલામ કરે ફરી તેનાથી જાણ પિછાન હોય કે ન હોય.

+ એટલે ઠંડીમાં તથા પાણીની તંગીમાં વોજુ કરનાર. ગુ૦ મો૦

[૧] બીજાના હુકમ ઉપર મેં અલ્લાહના હુકમને પસંદ કર્યો [૨] જે કામનો અલ્લાહ જામીન છે તેમાં મેં ફિકર કરી નહીં. [૩] મેમાન વગર મેં સવાર સાંજનું ખાણું ખાધું નહીં.

કોઇ હકીમથી રિવાયત છે કે ત્રણ વસ્તુ ગમને દુર કરે છે. (૧) અલ્લાહ તઆલાની યાદ (૨) તેના વલીયોની મુલાકાત (૩) હકીમોની વાતો.

હસન બસરી (રહી)થી રિવાયત છે કે જેને અદબ નથી તેને ઇલમ નથી. અને જેને સબર નથી તેને દીન નથી. અને જેને પરહેજગારી નથી તેને ખોદાની નજદીકી નથી.

રિવાયત છે કે બની ઇસ્રાઇલનો એક પુરૂષ ઇલમની ઢુંઢ માટે નીકળ્યો, એ વાતની ખબર તેઓના નબીને પુગી. તેવણે તેની પાસે એક માણુસ મોકલ્યો. તેણે આવીને તેને કહ્યું, ઓ જુવાન હું તને ત્રણ વાતોની આજ્ઞા કરૂં છું જેમાં ઇલમુલ અવ્વલીન વલ આખરીન ( આગલા પાછલાઓનો ઇલમ ) છે ** (૧) છુપા તથા જાહેરમાં તું ખોદાથી ડર, (૨) તારી જીભને લોકોથી રોક, ભલાઇ વગર તેઓને યાદ નહીં કર, (૩) જે રોટલી તું ખાય છે તેને તું જો, કે તે હલાલથી હોય. પૂરી તે જુવાન સફર કરતો અટકયો.

રિવાયત છે કે બની ઇસ્રાઇલિના એક પુરૂષે એંસી પેટી ઇલમની (કિતાબોની) ભેગી કરી પણ તે ઇલિમથી તેણે લાભ લીધો નહીં, ત્યારે તેઓના નબી તરફ અલ્લાહે વહી મોકલી કે આ સંગ્રહ કરનારને તું કહે કે જો તું ગમે તેટલો ઇલમ ભેગો કરશે તો ત્રણ ચીજ ઉપર અમલ કર્યા સિવાય તે તને લાભકારક થશે નહીં. (૧) તું દુન્યાની મોહબ્બત નહીં કર, કારણ કે મુમેનોનું ઘર નથી. (૨) શૈતાનની સંગત નહીં કર, કેમકે તે

** એટલે એમાં ઇલમનો સાર તથા જરૂરી વાતનો સમાવેશ સામટી રીતે થયો છે. એની એ મતલબ નથી કે દરેક વસ્તુનો ઇલિમ એથી આવી જાય છે. ગુ૦ મો૦



મુમેનોનો રફીક ( દોસ્ત ) નથી. (૩) કોઇને દુઃખ આપ નહીં, કારણ કે એ મુમેનોની ચાલ નથી.

અબુ સોલેમાન દારાની (રહ)થી રિવાયત છે કે તેવણે દોઆમાં કહ્યું એ મારા અલ્લાહ ! જો તું મારા ગુનાહ ઢુંઢશે તો હું જરૂર તારી બખશીશ ઢુંઢીશ. અને જો તું મારી બખીલીને ઢુંઢશે તો ખચીત હું તારી સખાવતને ઢુંઢીશ, અને જો તું મને દોજખમાં નાખશે તો હું દોજખવાળાઓને ખબર કરીશ કે હું તારી મોહબ્બત રાખું છું*

કહેતી છે કે ઘણો નેક બખત તે માણસ છે કે જેનું દિલ આલિમ હોય અને બદન સબર કરનાર હોય અને હાથમાંની ચીજ પર સંતોષ કરનાર હોય.

ઇબરાહીમ નખઇ (રહ)થી રિવાયત છે, તમારાથી પેહેલાં જેઓ હલાક થયા તેઓ ત્રણ વસ્તુને લીધે હલાક થયા. (૧) વધુ વાતોથી, (૨) વધુ ખાવાથી, (૩) વધુ ઊંઘવાથી.

યહુયા બીન મોઆજ રાઝી (રહ)થી રિવાયત છે કે ખુશ ખબરી છે તે માણસને જે દુન્યાને ત્યાગ કરે તે પેહેલાં કે દુન્યા તેને છોડે. તથા તેને માટે જે કબરમાં જવા પહેલાં પોતાની કબર બનાવે તથા તેને માટે જે પોતાના રબથી મળવા પહેલાં તેને રાજી કરે.

હઝત અલી ( રદી ) થી રિવાયત છે કે જે શખ્સની પાસે અલ્લાહનો તથા તેના રસૂલનો તથા તેના વલીયોનો તરીકો નથી તો તેના હાથમાં કંઈ વસ્તુ નથી. પુછાયું કે અલ્લાહનો તરીકો કયો છે ? કહ્યું કે ભેદ છૂપાવવો. ફરી પૂછાયું કે રસૂલનો તરીકો કયો છે ? કહ્યું કે લોકોની ખાતરદારી કરવી. ÷ ફરી પૂછાયુ કે

*એટલે હું દોઝખીઓને જાહેર કરીશ કે હું અલ્લાહનો દોસ્ત છું જેથી દોઝખીઓ દોસ્તનો આ હાલ જોઇને તસલ્લી [સંતોષ] પકડશે અને તેઓનો ગમ દૂર થશે. સારા લોકો હંમેશ લોકોના લાભનો ખ્યાલ રાખેછે. ગુ૦ મો૦

÷ ખાતરદારી તથા મોવાફેકતની મતલબ આ છે કે સારા ખોલોક (સ્વભાવ)થી લોકોની સાથે મળે અને બુરો સ્વભાવ રાખે નહીં એની આ

તેના વલીયોનો તરીકો કયો છે ? ફરમાવ્યું કે લોકોની તકલીફો મટાડવી.

અમારાથી અગલા લોક ત્રણ વાતોની વસીયત કરતા, તથા તેને લખી આપતા હતા. (૧) જે કોઈ આખેરતનું કામ કરશે તો અલ્લાહ તેના દીન દુન્યાના કામમાં બસ થશે. (૨) જે કોઈ પોતાના ભીતરને સુધારશે તો અલ્લાહ તેના જાહેરને સુધારશે. (૩) જે અલ્લાહની સાથે ઠીક મામલો રાખશે, તો અલ્લાહ તેની તથા લોકોની વચ્ચે સાફ મામલો રાખશે.

હજરત અલી (રઝી) થી રિવાયત છે કે તું અલ્લાહની નજીક સર્વે લોકોથી સારો થા, અને પોતાની નજીક સઘળા લોકોથી બુરો થા, અને લોકોમાં એક (અદના) માણસ જેવો થા.

કહેવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ ઓઝૈર નબી (અલે) તરફ વહી મોકલીને કહ્યું, ઓ ઓઝૈર જયારે તું નાનો ગુનોહ કરે તો તું તેના નાના થવાને નહીં જો, પણ જેનો ગુનોહ કર્યો તેની તરફ જો, અને જયારે તને થોડી વસ્તુ મળે, તો તેના થોડાપણાને નહીં જો, પણ જેણે તને આપ્યું તેની તરફ જો, અને જયારે તને કોઇ બલા પહોંચે તો તું મારી શિકાયત મારી મખલુક આગળ નહીં કર. જેવી રીતે મારા ફિરશ્તા તારી બુરાઇ મારી તરફ લાવે છે અને હું તેઓ આગળ તારી શિકાયત કરતો નથી.

હાતેમ અસમ (રહ)થી રિવાયત છે કે દર સવારે શૈતાન મને કહે છે તું શું ખાશે, શું પહેરશે, અને કયાં રહેશે ? તો હું કહું છું મોતને ખાઇશ, કફન પહેરીશ અને કબરમાં રહીશ.

હઝરત નબી (સલ)થી રિવાયત છે કે જે કોઇ ગુનોહ કરવાની જીલ્લતથી નીકળી બંદગીની ઇઝઝત તરફ જશે તો અલ્લાહ

મતલબ નથી કે બદ-મઝહબોથી તથા બેહરૂપી જેવાથી તેઓની બદીમાં મળતો રહે એવું કરવું હરામ છે તેઓની બદીથી બુરા ચલણથી તથા રિવાજથી દૂર રહેવુ જોઇએ. બદીમાં મળવાથી, બેહરૂપી જેવા સાથે મળવાથી દીનમાં ઘણી નુકસાની આવે છે. ગુ૦ મો૦

તેને વગર માલે ગની કરશે, અને વગર લશ્કરે તેની મદદ કરશે, અને વગર કુટુંબે (કબીલે) તેને ઇઝ્ઝત આપશે.*

રિવાયત છે કે હજરત (સલ) એક દિવસે સહાબા પાસે પધાર્યા, ને કહ્યું કે તમે કેવી રીતે સવાર કરી ? સહાબાએ કહ્યું, અલ્લાહ પર ઇમાન લાવવાની હાલતમાં અમે સવાર કરી છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા ઈમાનની શી નિશાની છે ? સાહબાએ કહ્યું, અમો બલાઓપર સબર કરીએ છીએ. અને સુખી હાલતમાં શુકર કરીએ છીએ, અને તકદીર ઉપર રાજી રહીએ છીએ. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું, કાબાના પરવરદિગારની કસમ. ખચીત તમો મુમિન છો.

અલ્લાહે કોઈ પેગમ્બર તરફ વહી મોકલી કે જે કોઇ મારાથી મોહબ્બત રાખવાની હાલતમાં મારી મુલાકાત કરશે તો હું તેને જંનતમાં લઈ જઈશ, અને જે કોઈ મારાથી ડરવાની હાલતમાં મુલાકાત કરશે તો હું તેને મારી અગ્નિ ( દોજખ ) થી દૂર રાખીશ, અને જે કોઈ મારાથી શરમિન્દગીની હાલતમાં મારી મુલાકાત કરશે તો હું તેના ગુનાહને સંભાળ કરનાર ફિરશ્તાથી ભુલવીશ.

અબદુલ્લાહ બીન મસઊદ (રદી)થી રિવાયત છે કે અલ્લાહે જે કંઇ તારા પર ફરજ કર્યું તેને તું અદા કર, તો તું સર્વ લોકોથી આબેદ થશે, અને અલ્લાહની હરામ કરેલી વસ્તુથી તું બચતો રહે, તો સર્વ લોકોથી તું ઘણો ઝાહેદ થશે, અને અલ્લાહે જે તારી કિસમતમાં લખ્યું છે, તે પર તું રાજી થા. તો સર્વ લોકોથી તું ઘણો ગની થશે.*

* એટલે જો તેની કોમ કે કબીલો ન હોય અથવા હોય પણ તેને પુછતી નહોય તોએ અલ્લાહ તેને ઇઝ્ઝત આપશે. પણ ગુનેહગારની તેને કુટંબ કબીલો હોવા છતાં ઇઝ્ઝત થશે નહીં પણ લોકોની નજરમાં હલકો પડતો જશે. ગુ૦ મો૦

* ગનીના અર્થ બેપરવાના છે. તો જ્યારે કોઇ પોતાની રોજી ઉપર સંતોષ પકડશે તો તે ગની છે, અને એક લખપતી જ્યારે રાત દિવસ પૈસો મેળવવાની ફીકરમાં રહે તો તે ગની નથી પણ ઘણો મોહતાજ છે. ગુ૦ મો૦

સાલેહ મરકદી (રદી) થી રિવાયત છે કે કોઈ ઘર પર તેમનું જવું થયું તો તેવણે કહ્યું ઓ ઘર તારા પ્રથમવાળા ક્યાં છે? અને તારા ગુજરેલા બનાવનાર ક્યાં છે? અને આગલા રહેનાર ક્યાં છે! ત્યારે ગેબથી પોકારનારે અવાજ કર્યો કે તેઓની નિશાન મટી ગઇ અને તેઓના દેહ માટી નીચે ગળી ગયા અને તેઓના અમલોનો પટો તેઓની ગરદન ઉપર રહી ગયો.×

હજરત અલી (રદી) થી રિવાયત છે કે તું ચાહે તે પર એહસાન કર, તું તેનો હાકેમ છે, અને ચાહે તેનાથી માગ, તું તેનો કેદી છે અને ચાહે તેનાથી બેપરવા થા, તું તેના સરખો છે.

યહયા બીન મોઆજ (રહ)થી રિવાયત છે કે તદન દુન્યાને છોડવી એ તેને પૂરેપૂરી લેવી છે. તો જેણે તદન દુન્યા તજી તેણે પૂરેપૂરી દુન્યા લીધી, અને જેણે પૂરેપૂરી દુન્યા લીધી તેણે તદન છોડી. તો તેનું લેવું તેના છોડવામાં છે અને તેનું છોડવું તે તેનું લેવું છે.÷

ઇબ્રાહીમ અદહમ (રહ)થી રિવાયત છે કે તેમને કોઇએ કહ્યું કે તમને ઝોહદ કેવી રીતે મળ્યો? તેવણે કહ્યું કે ત્રણ ચી-

× એટલે જેવા અમલ કર્યા હતા તેવો બદલો મેળવી રહ્યા છે. તેઓના અમલ ગળાનો હાર થયા, જેથી છુટકઆરો નથી.

÷ એટલે દુન્યાને તદન છોડવી તો અસંભવિત છે કારણ કે ગુજરાનના સાધનો દુન્યાથી મળે છે. તો જે કોઇ બીલકુલ દુનિયાને છોડવા ચાહશે તે ગુજરાનના સાધનો માટે દુન્યા સ્વીકારશે. અને આ તો જાહેર છે કે તમામ દુન્યાનું મેળવવું કોઈ શખ્સથી બનવા યોગ્ય નથી, તો સિધ્ધ થયું કે જેણે તમામ દુન્યાને છોડી તેણે સઘળી દુન્યાને સ્વીકારી અને જેણે કુલ દુન્યાને લીધી તેણે કુલ દુન્યાને છોડી, અથવા દુન્યા ગુજરાનનું સાધન છે એથી ગુજારો કરવાથી આરામ મળે છે. તો જેણે દુન્યાને છોડી અને ગુજારા જોગી લીધી, જે નહીં લેવા સરખી છે તેણે તમામ દુન્યાને લીધી, કેમકે આરામમાં રહ્યો, પણ જેણે આખી દુન્યાને લીધી અને આખી દુન્યા લેવી તો અસંભવિત છે, તો તે હેરાન થશે અને આરામ નહીં મળશે એટલે સઘળી દુન્યા છોડી. ગુ૦ મો૦

જથી (૧) મેં કબરને જોઇ કે બીહામણી છે અને ત્યાં મારો કોઇ સાથી નથી. (૨) મેં માર્ગને જોયો કે તે લાંબો છે અને મારી સાથે ભાથુ નથી. (૩) મેં અલ્લાહ જબ્બારને ચુકાદો કરનાર જોયો અને મારી પાસે પૂરાવો નથી.

શિબલી (રહ)થી કે જેવણ મોટા આરેફોમાંથી હતા, રિવાયત છે કે તેવણે કહ્યું, ઓ મારા અલ્લાહ, હું ચાહું છું કે મારી તમામ નેકીયો મારા ગરજવાન તથા નિર્બળ હોવા છતાં તને બખશું, તો ઓ મારા મૌલા તારા ગની તથા બેપરવા હોવા છતાં તું શા માટે મારા તમામ ગુનાહોને નહીં બખશે ? અને તેવણે ફરમાવ્યું કે જ્યારે તને અલ્લાહની ઉનસતનો શોખ હોય તો તારા નફસથી તું નફરત કર, અને તેવણે ફરમાવ્યું, જો તું મેળાપ ( વિસાલ ) ની મીઠાસને ચાખશે તોજ તું જુદાઇના કડવાસને ઓળખશે. +

સુફયાન સૌરી ( રહ ) થી રિવાયત છે કે તેમને અલ્લાહની ઉનસત વિષેનો સવાલ થયો કે તે શું છે ? તેવણે ઉત્તર આપ્યો કે તું ખુબ સુરત ઉપર, સારા અવાજ ઉપર તથા મીઠી વાત ઉપર લોભાય નહીં.

ઇબને અબ્બાસ (રદી)થી રિવાયત છે કે તેવણે કહ્યુ, ઝોહદના થણુ અક્ષર છે. ઝ, હ, અને દ. તો ઝ એ આખેરતનું ઝાદ (ભાથું) છે, અને હ દીનને માટે હાદી ( માર્ગ બતાવનાર ) છે અને દ એ ઈબાદત ઉપર દવામ (હમેશગી) કરવી છે, અને તેવણે બીજીવાર ફરમાવ્યુ. ઝોહદ ત્રણ અક્ષર છે, ઝ ઝીનતને તજવી છે. હ હવા (ખાહિશ)ને છોડવી છે અને દ દુન્યાને તજવી છે.

---

+ એટલે જેણે ( મેળાપ ) ની લેહજત જોઈ નથી તેને જુદાઈનું દુઃખ કંઇ જણાતું નથી, અને જેને વિસાલની મઝા મળી તે જુદાઇનો કડવાસ સારી રીતે ઓળખે છે. **શેઅર**

જીસને ઉસે એકબાર પાયા
તાઝિસ્ત નફિર કરાર પાયા

હામિદ લફ્ફાફ (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું કે મારી પાસે એક પુરૂષે આવીને કહ્યું કે મને કંઇ આજ્ઞા કરો. તેવણે કહ્યું કે કુરઆન ઉપર ગિલાફ થાય છે તેવો ગિલાફ તારા દીન માટે બનાવ.* તેમને કહેવાયું કે દીનનો ગિલાફ કયો છે ? તેવણે કહ્યું કે જરૂર વગરની વાત તજવી છે તથા જરૂર વગરની દુન્યા તજવી છે તથા જરૂર વગરનો લોકોનો મેળાપ તજવો છે.

ફરી તું જાણ કે ઝોહદનું મુળ નાની મોટી હરામ ચીજોને તજવું, તથા સહેલું અને મુશકેલ તમામ ફરજોને અદા કરવું, તથા દુન્યાવાળાઓ માટે થોડી તેમ સઘળી દુન્યાને છોડવી છે.

લુકમાન હકીમ (અલે)થી રિવાયત છે કે તેવણે પોતાના દીકરાને ફરમાવ્યું, ઓ દીકરા ! ખચીત લોકો ત્રણ તરતીઅંશ છે.÷ (૧) તરતીઅંશ અલ્લાહ માટે છે, (૨) તરતીઅંશ પોતા માટે છે, (૩) તરતીઅંશ કીડાઓ માટે છે. તો જે અલ્લાહ માટે છે તે તેનો આત્મા છે અને જે તેને માટે છે તે તેની કરણી છે અને જે કીડાઓ માટે છે તે તેનું દેહ છે.

હજરત અલી (રદી) થી રિવાયત છે કે તેવણે કહ્યું, ત્રણ ચીજો યાદદાસ્ત શક્તિ વધારે છે અને બલગમ દૂર કરે છે. (૧) દાતણ કરવું, (૨) રોઝો રાખવો, (૩) કુરઆન પઢવું.

કઅબુલ અહબાર (રદી) થી રિવાયત છે કે મુમિનો માટે શૈતાનથી ત્રણ કિલ્લા છે. (૧) મસજીદ કિલ્લો છે, (૨) અલ્લાહની યાદ કિલ્લો છે, (૩) કુરઆન પઢવું કિલ્લો છે.

---

* એટલે જેવી રીતે કુરાને શરીફને જુઝદાનમાં સંભાળ માટે રાખે છે તેવી રીતે દીનની પણ સંભાળ જરૂર કરવી જોઇએ.

÷ એટલે આદમીના ત્રણ ભાગ છે. એક ભાગ રૂહ [આત્મા] છે તો તે અમરે રબ્બિ છે તેની હકીકત અલ્લાહજ જાણે છે [ બીજો કોઈ જાણતો નથી, ] બીજો ભાગ અમલ છે તે પોતાના જીવ માટે છે અને ત્રીજો ભાગ દેહ છે તો તે કબરમાં કીડાઓનો ખોરાક છે.

એક હકીમથી રિવાયત છે કે તેણે કહ્યું, ત્રણ ચીજ અલ્લાહના ખજાનાની છે. જેને અલ્લાહ દોસ્ત રાખે છે તેના સિવાય બીજા કોઈને તે ચીજ આપતો નથી. (૧) ફકીરી, (૨) બીમારી (૩) સબર.×

ઇબને અબ્બાસ (રદી) થી રિવાયત છે કે જ્યારે તેમને પૂછાયું કે સારો દાહડો, સારો મહિનો તથા સારૂં કામ કયું છે? તો તેવણે કહ્યું, દિવસોમાં બેહતર જુમઆનો દિવસ છે, અને મહિનામાં બેહતર રમજાનનો મહિનો છે, અને અમલોમાં બેહતર વખત ઉપર પાંચે નમાઝો પઢવી છે. ફરી એ વાતને ત્રણ દિવસ ગુજર્યા ત્યારે અલી (રદી) ને ખબર થઇ કે ઇબને અબ્બાસ (રદી) ને આ વાત પૂછવામાં આવી અને તેવણે આવી રીતનો જવાબ આપ્યો. ત્યારે અલી (રદી) એ ફરમાવ્યું કે પૂર્વ તથા પશ્ચિમના ઓલમા હોકમા તથા ફોકહાઓને જો આ સવાલ થાય તો ઇબને અબ્બાસના જવાબ જેવો જવાબ તેઓ આપી શકે નહીં, પણ હું કહું છું કે અમલોમાં સરસ તે છે, કે જેને અલ્લાહ તઆલા તારાથી કબૂલ કરે, અને સારો મહિનો તે છે કે જેમાં તું અલ્લાહ આગળ નિર્મળ (ચોખ્ખી) તોબા કરે. અને બેહતર દિવસ તે છે કે જેમાં દુન્યાથી અલ્લાહ તઆલા તરફ તુ ઈમાનની હાલતમાં જાય.

એક શાએરે કહ્યું છેઃ—

**શેઅરો.**

અમા તરા કૈફ ચુબલીનલ જદીદાની
વ નહનો નલઅબો ફી સિરરિંવ વ એઅલાની
લા તરકબંન એલદ દુન્યા વ નેઅમતેહા

× એટલે ફકીરી, બીમારી. અને સબર કરવો. એ વસ્તુઓ પણ અલ્લાહના ખઝાનાની દોલતો છે કારણ કે અલ્લાહ તઆલા ફકીરીને લીધે દુન્યાની આફતોથી બચાવે છે. અને બીમારીને લીધે ગુનાહ બખશે છે. અને સબરને લીધે દરજ્જા બુલંદ કરે છે. તો આ વસ્તુઓ અલ્લાહ પોતાના દોસ્તોને આપે છે.

૫ ઈન્ન અવતાનહા લૈસત બે અવતાની
વઅમલ લે નફ્સેક મિન કબલિલ મમાતે ફલા
તગરોરક કસરતો અસહાબિંવ વ ઇખવાની+

કહેવાયું છે કે જ્યારે અલ્લાહ કોઈ બંદા સાથે ભલાઈનો ઈરાદો કરે છે તો તેને દીનમાં સમજ આપે છે, દુન્યાથી બેઝાર કરે છે, અને તેને પોતાના એબો દેખાડે છે.

રસૂલુલ્લાહ (સલ) થી રિવાયત થઇ છે કે તેવણે ફરમાવ્યું, તમારી દુન્યામાંથી મને ત્રણ વસ્તુ ઘણી પસંદ છે. (૧) ખુશબો (૨) સ્ત્રી* (૩) મારી આંખની ઠંડક નમાઝમાં કરી છે, અને આપની સાથે સહાબા બેઠા હતા, તો અબુ બકર સિદ્દીકે (રદી) કહ્યું, ઓ રસૂલુલ્લાહ આપે સાચું ફરમાવ્યું, અને મને પણ દુન્યાથી ત્રણ ચીજ પસંદ છે. (૧) રસૂલુલ્લાહ (સલ)ના ચેહરા તરફ નજર કરવી. (૨) રસૂલુલ્લાહ પર મારો માલ ખરચી નાખવો, અને (૩) મારી દીકરી રસૂલુલ્લાહની ખિજમતમાં રહે,= ફરી ઓમરે (રદી) કહ્યું, ઓ અબુબકર ! તમે સાચું કહ્યું, અને મને પણ દુન્યાથી ત્રણ ચીજો પસંદ છે. (૧) ભલા કામની આજ્ઞા કરવી,

+ એનો અર્થ કવિતામાં.

તુ દેખે કિસ તરહ ગુજરેહેં દિન રાત * હમે બસ ખેલતે સબ પર અયાં હૈ. ?
તુ રગબત નેઅમતો દુનિયાકી મત કર * યેહ દુનિયા બે વફા કિસકા મકાં હૈ.
અમલ અપને લીએ કર ઝિન્દગીમેં * ન ખા ધોકા કે મેરા સબ જહાં હૈ.

* હજરતે [ સલ ] ઓરતને એટલા માટે પસંદ કરી કે દુનિયામાં વંશનું રહેવું તથા ઘરનું તમામ આરામ ઓરતથી છે. વળી ઓરતોને લાગતા શરીઅતના તે મસઅલાને મરદોથી શીખવામાં શરમ આવેછે તે ઓરતોની મારફતે ઓરતોને શીખવાય. વળી ઓરત હોવાથી દિલ શાંત રહે છે તથા અલ્લાહનું ફજલ અને બરકત વધે છે. ગુ૦ મો૦

= એટલે મારી દીકરી હજરતના બીબી રહે, કે જેથી હજરતની સગાઈ હંમેશ રહે. જે માણસ હજરત [સલ]ની સગાઈમાં હોય તે મોટો નશીબદાર છે. હજરત ઓમરે ( રદી ) હજરત અલી ( રદી )ની છોકરી કુલસુમ સાથે એજ માટે ઘણી મોહર આપી નિકાહ કર્યા હતા. ગુ૦. મો૦.

(૨) ખરાબ કામની મનાઇ કરવી, (૩) પુરાનું કપડું. ફરી ઉસમાને (રદી) કહ્યું, એ ઓમર તમે સાચું કહ્યું, અને મને પણ દુન્યાની ત્રણ ચીજ ઘણી પસંદ છે. ( ૧ ) ભૂખ્યાઓને ખવડાવવું, ( ૨ ) નાગાઓને પેહેરાવવું અને (૩) કુરઆનની તિલાવત કરવી. ફરી અલીએ (રદી) કહ્યું, ઓ ઉસમાન તમે સાચું કહ્યું, અને મને પણ દુન્યાની ત્રણ ચીજ ઘણી પસંદ છે. (૧) મેમાનની ખાતર કરવી, (૨) ગરમીમાં રોઝો રાખવો.÷ (૩) તલવારનો વાર કરવો. ફરી તેઓ એજ હાલતમાં હતા એવામાં જીબરઇલ (અલે) આવ્યા અને કહ્યું કે અલ્લાહ તબારક વ તઆલાએ જ્યારે તમારી વાત ચીત સાંભળી તો મને મોકલ્યો અને તને હુકમ કર્યો કે તું મને પૂછે, જો હું દુન્યા વાળાઓમાંથી હોત તો કઇ ચીજ પસંદ કરત? ત્યારે રસૂલુલ્લાહે કહ્યું કે જો તું દુન્યા વાળાઓમાંથી હોત તો શું ચીજ પસંદ કરત? જીબરઇલે (અલે) કહ્યું, (૧) ભટકેલાઓને માર્ગ બતાવવો, (૨) ઇબાદત કરનાર ગરીબો [ મુસાફેરો ] ની ગમખારી કરવી, (૩) અયાલદાર દરિદ્રીની મદદ કરવી. અને જીબરઇલે કહ્યું કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓથી ત્રણ ખસલતો પસંદ રાખે છે. (૧) તાકત ખરચ કરવી* (૨) પસતાવા વખત રોવું, (૩) પ્રાકાની વેળા સબર કરવી.

એક હકીમથી રિવાયત છે કે જે કોઇએ પોતાની અક્કલને પકડી રાખી [તે પર ચાલ્યો] તે ગુમરાહ થયો÷ અને જે પોતાના

÷ એટલે કાફેરોથી બહાદુરી કરવી તથા ગરમીના દિવસોમાં રોઝા રાખવા ઘણા મુશકેલ છે.

* એટલે અલ્લાહની બંદગીમાં શકિત વાપરવી. ફરી તે શકિત બદનની હોય કે માલની હોય, બંને રીતે અલ્લાહના માર્ગમાં કોશીશ કરવી.

÷ હજરત અલી ( રદી ) કહે છે કે જો દીનનો મામલો અક્કલ ઉપર હોત હું મોઝાનો મસો પગ ઉપર નહીં પણ પગ નીચે કરવાનું કહેત એટલે જે શખ્શ દરેક વાતમાં અક્લનો તાબે થયો તે શખ્શ ગુમરાહ થયો. કારણ કે શરીઅતનાં ઘણા કાયદામાં અક્લને જરાએ પેસારો નથી. તો ત્યાં

માલને લીધે બેપરવા થયો તે ઘટયો + અને જેણે મખલુકથી ઇજ્જત લીધી તે બે આબરૂ થયો.

એક હકીમથી રિવાયત છે કે મારેફતનું ફળ ત્રણ ખસલતો છે. [૧] અલ્લાહ તઆલાથી શરમ કરવી, [૨] અલ્લાહને માટે દોસ્તી કરવી, [૩] અલ્લાહથી વલગણ રાખવી.

નબી (સલ)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું. મોહબ્બત મારેફતનો પાયો છે, અને ગુનાથી બચવું યકીનની નિશાની છે, અને યકીનનું મુળ તકવો તથા અલ્લાહની તકદીર ઉપર રાજી રહેવું છે.

સુફયાન બીન ઓયૈના (રઝી)થી રિવાયત છે કે તેવણે કહ્યું, જે અલ્લાહની મોહબ્બત કરે છે તે તેની સાથે મોહબ્બત રાખે છે; કે અલ્લાહ જે શખ્સથી મોહબ્બત રાખે છે અને અલ્લાહ જે શખ્સની મોહબ્બત રાખે તેની સાથે જે મોહબ્બત રાખે છે તે તે ચીજની મોહબ્બત રાખે છે જે અલ્લાહના માર્ગમાં તેને પ્યારી છે* અને જે ચીજ અલ્લાહના માર્ગમાં તેને પ્યારી છે તેની સાથે જે મોહબ્બત રાખે છે તે પસંદ રાખે છે કે લોક તેને ઓળખે નહીં.

નબી (સલ)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, સાચી મોહબ્બતની ત્રણ નિશાની છે. (૧) બીજાની વાત ઉપર પોતાના

---

અક્લને તાબે થવું ગુમરાહી છે. હા, જે જગ્યા અક્લને દખલ છે ત્યાં અક્લને પુઠે લાગવું જોઇએ. કારણ કે વગર અક્લે કોઇ ચીજની ઓળખાણ થઈ શકતી નથી. ગુ૦ મો૦

+ એટલે જે શખ્સ માલને લીધે બેપરવા થયો તો ઘટયો એટલે હકીર થયો.

* એટલે જે શખ્સ અલ્લાહના દોસ્તોની દોસ્તી રાખશે તો જે ચીજને આલ્લાહના દોસ્ત પસંદ રાખશે તેને એ શખ્સ પણ પસંદ રાખશે, કારણ કે મહબૂબનું મહબૂબ ( પ્યારૂ ) પણ મહબૂબ થાય છે.

દોસ્તની વાતને શ્રેષ્ઠ રાખે.+ (૨) બીજાની સાથે બેસવા કરતાં પોતાના દોસ્તની સાથે બેસવાને પસંદ રાખે, (૩) બીજાની રજામન્દી કરતાં પોતાના દોસ્તની ખુશીને અખત્યાર કરે.

વહુબ બીન મોનબ્બેહ યમાની ( રહ ) થી રિવાયત છે કે તોરાતમાં લખાયું છે કે લોભી ફકીર છે, જો કે તે દુન્યાનો માલિક હોય. અને ફરમાબરદાર હાકેમ છે, જો કે તે ગુલામ હોય, × અને સંતોષ પકડનાર તાલેવાન છે, જો કે તે ભૂખ્યો હોય.

એક હકીમથી રિવાયત છે કે જેણે અલ્લાહને ઓળખ્યો તેને મખલૂક સાથે મઝા નથી, અને જેણે દુન્યાને ઓળખી તેની તેમાં ખાહેશ થશે નહિ અને જેણે અલ્લાહના અદલને ઓળખ્યો તેની આગળ દુશ્મન આવશે નહીં. ÷

---

+ મોહિબ્બે રસૂલ આશેકે રસૂલ થવાનો કેટલાક લોકો ડોળ ઘાલી લોકોને ઠગે છે. તેઓની પરીક્ષા તથા પહેચાન આ આજ્ઞામાં કહેવાઈ છે. જો તેઓ સાચા છે તો રસૂલુલ્લાહની વાતને તથા તેમની રજામન્દીને સર્વની વાત તથા રજામન્દી ઉપર શ્રેષ્ઠ રાખી હજરતની તાબેદારીમાં મચ્યા રહે, નહીં તો તેઓ જુઠા છે. ગુ૦ મો૦.

× એટલે જે કોઈ અલ્લાહની તાબેદારી કરશે તો સર્વ ચીજ તેની તાબે થાય છે. જેમ કે કહેતી છે કે મન લહુલ મૌલા ફલહુલ કુલ્લ [જેના લાભમાં અલ્લાહ તેને લાભમાં સર્વે રહે છે] અથવા આ અર્થ છે કે જે કોઇ પોતાના સરદારની ઉસ્તાદની તાબેદારી કરશે. જેમ કે પ્રખ્યાત છે કે " હરકે ખિદમત કરદ ઓ મખદૂમ શુદ" [ જે ખિજમત કરે તેની ખિજમત થાય ]

÷ એટલે અલ્લાહના અદલથી ડરીને જે શખ્સ પોતાના દુશ્મનથી મામલો સાફ રાખશે તો ફરી દુશ્મન તેનાથી શા માટે ઝઘડશે ? પણ અદેખાઈ વગર બીજી બાબતની દુશ્મની હોય તો દુશ્મન એમ કરવાથી ઝઘડતો અટકે છે પણ અદેખાઇવાળો દુશ્મન તો પોતાની હલકાઈ થવા છતાં પણ બેહરૂપીની જેમ ખણખોત કર્યા કરે છે તો એવા દુશ્મન માટે એ વાક્યના અર્થ આ છે કે " તે શરમિન્દો થયા કરશે સાહુકારથી વાત કરી શકશે નહીં, " ગુ૦ મો૦

જુન્નૂન મિસરી [રહ]થી રિવાયત છે કે દરેક ડરનાર નાસનાર છે અને દરેક ખાહેશ રાખનાર ઢુંઢનાર છે અને દરેક અલ્લાહથી ઉનસત રાખનાર પોતાના જીવથી નફરત રાખનાર છે. *

વળી કહ્યું અલ્લાહને ઓળખનાર કેદી છે+ અને તેનું દિલ જોનાર છે અને તેના અમલ અલ્લાહ માટે ઘણા છે.

વળી કહ્યું અલ્લાહને ઓળખનાર વફાદાર છે. અને તેનું દિલ હોંશિયાર છે અને તેનો અમલ અલ્લાહને માટે સાફ છે

ઇબને સોલેમાન દારાની (રહ) થી રિવાયત છે કે તેવણે કહ્યું, દુન્યા તથા આખેરતની દરેક બેહતરીનું મૂળ ખોદાનો ભય છે, અને દુન્યાની કુંચી પેટ ભરવું છે. અને આખેરતની કુંચી ભૂખ છે.

કહેવાયુ છે કે ઈબાદત કરવી ધંધો છે, અને તેની દુકાન એકલા રહેવું છે. અને તેની મુંડી ( રાસુલમાલ ) પરહેઝગારી છે, અને તેનો નફો જંનત છે.×

માલિક બીન દીનાર (રંહ) થી રિવાયત છે કે ત્રણ વસ્તુને ત્રણ વસ્તુથી શણુગાર, કે જેથી તું મુમેનોમાંથી થાય. (૧) તકબ્બોરી (ગરૂર) ને તવાજો (નમ્રતા)થી. (૨) લોભ ને સંતોષથી. (૩) અદેખાઈ ને નસીહતથી ÷

---

* જે માણસ કોઇથી ડરે છે તો તેનાથી ભાગે છે અને જેની ખાહિશ કરે છે તેને ઢુંઢે છે તો જે મુસલમાન ગુનાહથી નાસતો નથી અને નેકીને ઢુંઢતો નથી તો જણાઇ ગયું કે તે ગુનાહથી ડરતો નથી અને નેકીને તેની ખાહિશ નથી.

+ એટલે તે દુન્યાની કેદમાં છે. કેમકે દુન્યા મુમિનનું કેદખાનું છે.

× એટલે આખેરતનો નફો મેળવવા માટે ઈબાદત ધંધો છે. જેવી રીતે બીજા ધંધા કર્યાથી દુન્યાનો લાભ થાય છે તેમ એથી આખેરતનો લાભ મળે છે.

÷ અદેખાઇ કરનારે પોતાનું મન સુધારવા માટે આ ઉપાય કરવો જોઇએ કે જેનો હસદ કર્યો હોય તેની સાથે ભલાઈ કરે. પણ આ ઉપાય ઘણોજ કઠણ છે. કારણ કે બેહરૂપી જેવો જયારે અદેખાઇને લીધે હંમેશ બુરાઈ અને નુકસાની કરવાનાંજ ખીયાલમાં છે તો ફરી તે લાભ કરવા કેમ તૈયાર થાય ? આ ઉપાય માટે ખોદાની મહેરબાનીની ઘણી જરૂર છે. ગુ૦ મો૦

## ચાર ચાર વસ્તુનો અધ્યાય.

રસૂલુલ્લાહ (સલ) થી રિવાયત છે કે તેવણે અબુજર્ર ગેફારી (રદી) ને ફરમાવ્યું, એ! અબુજર્ર! તું વહાણને નવું બનાવ, કારણ કે દરયા ઉંડો છે. અને પૂરતું ભાથુ લે, કારણ કે સફર લાંબી છે, અને બોજ હલકો કર. કારણ કે ઘાટી અઘરી છે. અને અમલને ચોકખો કર કારણ કે પારખનાર હોંશિયાર છે.

**શેઅરો**

ફરદુન અલન્નાસે અંયતૂબૂ
લાકિન્ન તરકજ જોનૂબે અવજબૂ
વસ્સબરો ફીન્નાએબાતે સઅબુન
લાકિન્ન ફૌતસ સવાબે અસઅબૂ
વદ દહરો ફીસરફિહી અજીબુન
લાકિન્ન ગફ્લતન્નાસે અઅજબૂ
વ કુલ્લો મા કદ યજીઓ કરીબુન
વલા કેનિલ મૌત મિન જાક અકરબૂ*

એક હકીમથી રિવયાત છે કે ચાર ચીજ સારી છે પણ (બીજી) ચાર તેનાથી સારી છે (૧) શરમ મરદોએ કરવી સારી છે, પણ તે ઓરતોએ કરવી ઘણીજ સારી છે. (૨) અદલ દરેકે કરવો સારો છે, પણ તે હાકેમોએ કરવો ઘણોજ સારો છે. (૩) તોબા બુઢ્ઢા માણસે કરવી સારી છે. પણ તે જુવાનથી થવી ઘણીજ સારી છે. (૪) સખાવત માલદારોએ કરવી સારી છે, પણ તે ફકીરોથી થવી ઘણીજ સારી છે.

એક હકીમથી રિવાયત છે કે ચાર વસ્તુ બુરી છે, પણ

---

* એના અર્થ કવિતામાં છે.

અગરચે લોગોં પર તોબા હૈ વાજેબ * મગર તરકે ગુનાહ હૈ ઉસસે અવજબ
મસાએબ મેં અગર ચે સબર હૈ સઅબ * મગર હૈ ફૌતે અજરે સબર અસઅબ.
ઝમાના અપની ગરદિશ મેંઅજબ હૈ * પર લોગોંકી હૈ ગફ્લત ઇસ સે આજબ.
જો કુચ્છ હૈ પૈશ આનાહૈ વોહ નઝદીક * વ લૈકીન મૌતહૈ ઉસ સબસે અકરબ.

બીજી ચાર વસ્તુ તેનાથી બુરી છે. ( ૧ ) જુવાને ગુનોહ કરવો બુરો છે, પણ તે વૃધ્ધથી ઘણોજ બુરો છે. (૨ ) જાહેલોને દુન્યામાં ગુંથાવું બુરૂં છે, પણ તે આલિમોને ઘણુંજ બુરૂં છે, (૩) ઈબાદત કરવામાં સુસ્તી કરવી સઘળા લોકોથી બુરી છે, પણ તે આલિમો તથા તાલેબે ઇલમથી ઘણીજ બુરી છે, (૪) તકબ્બોરી (ગરૂર) તવંગરોએ કરવી બુરી છે, પણ તે ફકીરોથી ઘણીજ બુરી છે.

હજરત નબીએ (સલ) ફરમાવ્યું, તારાઓ આસમાનવાળાઓ માટે અમન છે. જયારે તે પડશે તો આસમાન વાળાઓ ઉપર કજા આવશે, અને મારી અહલે બૈત મારી ઉમ્મત માટે અમન છે * જયારે મારી અહલે બૈત મટી જશે, તો મારી ઉમ્મ ઉપર કજા આવશે અને હું મારા સહાબા માટે અમન છું, તો જ્યારે હું જઈશ તો મારા સહાબા ઉપર કજા આવશે, અને પહાડ જમીન વાળાઓ માટે અમન છે તો જ્યારે તે જતા રહેશે તો જમીન વાળાઓ પર કજા આવશે.

હજરત અબુ બકર સિદ્દીક (રદી)થી રિવાયત છે કે તેવણે કહ્યું, ચાર વસ્તુની સંપૂર્ણતા ચાર વસ્તુથી છે, ( ૧ ) નમાઝની સંપૂર્ણતા સહોના બે સિજ્દાથી છે. (૨) રોઝાની સદકા ફિતરથી છે. (૩) હજ્જની ફિદયાથી છે. (૪) ઇમાનની જેહાદથી છે.+

અબ્દુલ્લાહ બીન મોબારક (રહ)થી રિવાયત છે કે જે કોઇએ દર રોઝ બાર રકઅત નમાઝ પઢી તેણે નમાઝનો હક્ક અદા કર્યો÷

* એટલે મારી ઉમ્મત ઉપર મારી અહલે બૈતની બરકત છે તો જ્યાં સુધી અહલેબૈત રહેશે બરકત પણ રહેશે.

\+ કારણ કે ઇમાનની શરૂઆત કલેમા તોહીદથી છે, અને એ બોલ જેહાદથી બોલંદ થાય છે. વળી માણસને પોતાનો જાન ઘણો પ્યારો હોય છે, તેને અર્પણ કરવો ઘણો મુશકેલ છે, પાકા ઇમાનવાળોજ એ પરિક્ષામાં પસાર થાય છે. માટે ઇમાનની સંપુર્ણતા જેહાદ છે. ગુ૦ મો૦

÷ એટલે બાર સુંનતો બે ફજર આગળ ચાર જોહર આગળ, બે જોહર પછી, બે મગરેબ પછી અને બે ઇશા પછી. ગુ૦ મો૦

અને જેણે દર મહિને ત્રણ દિવસ રોઝા રાખ્યા, તો તેણે રોઝાનો હક્ક અદા કર્યો.* અને જેણે દર રોજ સો આયત પઢી તેણે કિરાઅતનો હક્ક અદા કર્યો અને જેણે જુમઆના એક દિરહમ સદકો કર્યો તેણે સદકાનો હક્ક અદા કર્યો.

હજરત ઓમરે (રદી) ફરમાવ્યું, દરયા ચાર છે. [૧] મન ઇચ્છા [ખાહેશે નફસાની] ગુનાહોનો દરયો છે. [૨] જીવ શહવતોનો દરયો છે. [૩] મોત ઉમરનો દરયો છે, અને [૪] કબર અફસોસ કરવાનો દરયો છે ×

હજરત ઉસમાન [રદી]થી રિવાયત છે કે ઇબાદતની મીઠાસ મેં ચાર ચીજમાં જોઈ છે. પેહેલી અલ્લાહની ફરજ અદા કરવામાં, બીજી અલ્લાહની હરામ ચીજોથી બચવામાં, ત્રીજી અલ્લાહના સવાબની ગરજથી સારાં કામની આજ્ઞા કરવામાં, અને ચોથી અલ્લાહના ગુસ્સાથી બચવા માટે બુરી ચીજની મનાઇ કરવામાં.÷

વળી કહ્યું છે, ચાર ચીજો એવી છે, જેનું જાહેર ફજીલત છે અને બાતેન ફરજ છે. (૧) સારા લોકોથી મળવું ફજીલત છે અને તેઓની પુઠે ચાલવું ફરજ છે. (૨) કુરઆનની તિલાવત ફજીલત છે અને તે પર અમલ કરવો ફરજ છે.+ (૩) કબરોની જીયારત

* એટલે તેરમી ચઉદમી અને પંદરમીએ એને ઐયામે બીજ કહે છે. અથવા બીજા કોઈ દીવસોમાં રોઝા રાખે, હઝરત (સલ) કદી દર દહાઇકામાં એક રોઝો રાખતા હતા.

× એટલે કબરોમાં પોતાના અમલો ઉપર ઘણો પસતાવો થશે. પસતાવા વગર કંઈ બની શકશે નહીં.

÷ એટલે સવાબ મેળવવાની ઉમેદથી નેક કામ બતાવવું, અને શિક્ષાના ભયથી બુરા કામથી રોકવું ઈબાદત છે, અને એ સિવાય બંદગી નથી.

+ પણ આ કયારે બને કે લોકો કુરઆનનો તરજુમો અથવા તફસીર વાંચે અથવા કોઇથી સાંભળે, પણ અફસોસ કે મુસલમાનોએ કુરઆનને માત્ર તિલાવત માટે રાખ્યું છે. ગુ૦ મો૦

કરવી ફજીલત છે અને તેને માટે તૈયારી કરવી ફરજ છે.* (૪) માંદાની ખબર લેવી (એયાદત) ફજીલત છે અને તેનાથી વસીયત લેવી ફરજ છે.

હજરત અલી (રદી)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, જે કોઇ જંનતનો શોખીન છે; તે નેકીયો તરફ દોડે છે. અને જે અગ્નિથી ડરે છે, તે શહવતોથી દૂર રહે છે, અને જે મૌતનું યકીન રાખે છે, તેની લેહજતો તુટે છે, અને જેણે દુન્યાને ઓળખી તેના ઉપર મુસીબતો હલકી થાય છે. **

હજરત નબી (સલ)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, નમાઝ દીનનો થંભ છે અને ચુપ રહેવું શ્રેષ્ઠ છે, અને સદકો પરવરદિગારના ગુસ્સાને ઠંડો પાડે છે, અને ચુપ રહેવું શ્રેષ્ઠ છે, અને રોઝો અગ્નિથી ઢાલ છે. અને ચુપ રહેવું અફજલ છે, અને કાફેરોથી જેહાદ કરવો દીનની બુલંદી છે, અને ચુપ રહેવું ઘણું અફજલ છે. ***

કહેવાયું છે કે, અલ્લાહ તઆલાએ બની ઇસ્રાઇલના એક નબી તરફ વહી મોકલી અને કહ્યું, મારા માટે ખોટી વાતથી તારૂં ચુપ રહેવું રોઝો છે, અને હરામ કામોથી મારે માટે તારી અવયવોની સંભાળ કરવી નમાઝ છે, અને મારે માટે મખલૂકથી

* એટલે પોતાની મૌતને ઘણી નજીક જાણીને સારાં કામો કરવાં અને આ જાણવું કે હવે અમો કબરોમાં વેહેલા જઇશું, અને બીમારથી વસીયત લેવાની મતલબ તેનાથી નસીહત લેવી છે, અથવા તે જે કંઈ વસીયત કરે તેને યાદ રાખી અદા કરવી છે.

** એટલે તેને લેહજતોની ખાહેશ રહેશે નહીં. કારણ કે મૌતના ગમમાં કોઈ ચીજની મઝા જણાશે નહીં. એજ માટે રસુલુલ્લાહે (સલ) મૌતને હાદેમુલ્લ-જ્જાત ફરમાવી એટલે લેહજતોને તોડનાર.

*** એટલે આ સર્વ કામ સારાં છે. પણ ચુપ રહેવું ઘણુંજ સારૂં છે. પણ જે જગ્યા બોલવાની જરૂર પડે કે ચુપ રહેવાથી ફસાદ થતો હોય અથવા ગુનોહ થતો હોય ત્યાં અવશ્ય બોલવું જોઇએ, ચુપ રહેવું નહીં જોઇએ.

તારે નિરાશ થવું સદકો છે.* અને મારે માટે મુસલમાનોની ઇજાને તારે રોકાવું જેહાદ છે.

હજરત અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, ચાર વસ્તુ દિલનાં અંધારાં છે. (૧) બેપરવાઇથી પેટનું ભરવું, (૨) જાલેમોની સંગત કરવી, (૩) આગલા ગુનાહોને ભૂલી જવા અને (૪) લાંબી ઉમ્મેદો બાંધવી. અને ચાર ચીજો દિલની રોશની છે. [૧] ખોફથી ભૂખ્યા પેટ ભરવું, [૨] નેક લોકોની સોહબત રાખવી, [૩] ગુજરેલા ગુનાહોનું યાદ રાખવું, [૪] આશા ટુકી કરવી.

હાતેમ અસમ [રહ]થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, જેણે ચાર ચીજનો વગર ચાર ચીજે દાવો કર્યો તેનો દાવો જુઠો છે, (૧) જેણે અલ્લાહની મોહબ્બતનો દાવો કર્યો, અને અલ્લાહની હરામ કરેલી વસ્તુથી નહીં રોકાયો તેનો દાવો જુઠો છે, (૨) જેણે નબી [સલ]ની મોહબ્બતનો દાવો કર્યો અને ફકીરો= મીસકીનોને ના પસંદ કર્યા, તેનો દાવો જૂઠો છે, (૩) જેણે જંનતની મોહબ્બતનો દાવો કર્યો અને સદકો કર્યો નહીં તેનો દાવો જૂઠો છે, (૪) જેણે દોજખથી ડરવાનો દાવો કર્યો અને ગુનાહોથી નહીં રોકાયો તેનો દાવો બાતેલ છે.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે બદબખતીની ચાર નિશાની છે. (૧) ગુજરેલા ગુનાહોને ભૂલી જવા, અને જુઓ તો તે અલ્લાહની નજીક સંભાળેલા છે, (૨) થએલી નેકીયોને યાદ કરવી, અને તે જાણતો નથી કે તે કબૂલ થઇ છે અથવા પાછી ફેરવાઈ છે. (૩) દુન્યામાં તેના કરતાં ચઢતા તરફ નજર

* કારણ કે તું અલ્લાહને માટે લોકોથી નિરાશ થયો, તો જાણે તેં એક ચીજ અલ્લાહને માટે આપી. તો આ નાઉમેદ થવું જાણે સદકો કરવા જેવું થયું.

= એટલે જે કોઈ નબી સાહેબ (સલ)ની મોહબ્બતનો દાવો કરે અને ફકીરો તથા મીસકીનોથી મોહબ્બત નહીં રાખતો હોય તેનો દાવો જુઠો છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ) ફકીરો તથા મીસકીનો પર ઘણી મોહબ્બત રાખતા હતા.

કરવી.* અલ્લાહ કહે છે કે મેં તેનો ઇરાદો કર્યો અને તેણે મારો વિચાર કર્યો નહીં, માટે મેં તેને છોડયો, અને નેકબખતીની ચાર નિશાની (૧) ગુજરેલા ગુનાહોને યાદ રાખવા. (૨) કરેલી નેકીયોને ભૂલી જવી. (૩) દીનમાં તેનાથી ઉતરતા તરફ નજર કરવી.

એક હદીસથી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, ઈમાનની ચાર નીશાની છે. પરહેઝગારી, શરમ, શુકર, અને સબર.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, માઓ ચાર છે. (૧) દવાઓની મા. (૨) અદબોની મા. (૩) ઈબાદતોની મા. (૪) આરઝુઓની મા. તો દવાઓની મા તે ઓછું ખાવું છે. અને અદબોની મા તે થોડી વાત કરવી છે. અને ઇબાદતોની મા તે ગુનાહ ઓછા કરવા છે. અને આશાઓની માતા તે ધીરજ રાખવી છે.

હજરતે (સલ) ફરમાવ્યું કે આદમ પુત્રની દેહમાં ચાર ઝવેરાત છે, જેને ચાર વસ્તુ દૂર કરે છે. હવે તે ઝવેરાત (૧) અક્કલ, (૨) દીન, (૩) લાજ, (૪) સારાં કામો છે. તો ગુસ્સો અક્કલને દૂર કરે છે. અને અદેખાઈ તે દીનને દૂર કરે છે. અને લોભ તે લાજને દૂર કરે છે. અને ગીબત (નિન્દા) નેક કામને દૂર કરે છે.

હજરત નબી (સલ) થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, જંનતમાં ચાર વસ્તુ છે જે જંનતથી સારી છે. (૧) જંનતમાં હંમેશ રહેવું એ જંનતથી બહેતર છે. (૨) જંનતમાં ફિરશ્તાઓની ખિજમતગારી એ જંનતથી બેહતર છે. (૩) જનંતમાં પેગમ્બરોનો પાડોશ એ જંનતથી બેહતર છે. (૪) અલ્લાહ તઆલાની રજામન્દી તે જંનતથી બેહતર છે. અને દોઝખમાં ચાર વસ્તુ છે જે દોઝખથી બુરી છે, (૧) દોઝખમાં હંમેશ રહેવું એ દોઝખથી બુરૂં છે. (૨) દોઝખમાં કાફિરોને ફિરશતાઓનું ઝિડકવું એ દોઝખકથી બુરૂં છે. (૩) દોઝખમાં શૈતાનનો પાડોશ થવો એ દોઝખથી બુરો છે. (૪) દોઝખમાં અલ્લાહ તઆલાનો ગજબ એ દોઝખથી બુરો છે.

* એટલે દુન્યામાં જે એનાથી વધેલો હોય તેને જોઇ દુન્યાનો લોભ કરે અને જે એનાથી દીનમાં ઘટેલો હોય તેને જોઇને તકબ્બોરી કરે.

એક હકીમથી રિવાયત છે કે જ્યારે તેને પૂછાયું કે તું કેવી રીતે છે, તો તેણે કહ્યું કે હું મૌલાની સાથે મળતા પણું રાખું છું અને જીવની સાથે અણગનાવ રાખું છું અને મખલૂકની સાથે નસીહતની સાથે છું અને દુન્યા સાથે જરૂર જોગો છું.+

એક હકીમે ચાર કિતાબોથી ચાર વાત પસંદ કરી. તૌરાતથી આ કે અલ્લાહના આપેલા ઉપર જે શખ્સ રાજી રહ્યો, તેણે દીન તથા દુન્યામાં રાહત મેળવી. અને ઇનજીલથી આ કે જેણે શહવતો ને તોડી, તેણે દીન તથા દુન્યામાં ઈજ્જત મેળવી. અને ઝબૂરથી આ કે જે કોઇ લોકોથી જૂદો થયો, તેણે દુન્યા તથા આખેરતમાં મુક્તિ મેળવી. અને કુરઆનથી આકે જેણે ઝબાનને સંભાળી તે દુન્યા તથા આખેરતમાં સલામત રહ્યો.

હજરત ઓમર (રદી)થી રિવાયત છે કે ખોદાની કસમ જો હું કોઈ પણ બલામાં સપડાઊં છું તો તેમાં મારા પર અલ્લાહની ચાર નેઅમતો થાય છે. પહેલી આ કે તે ગુનાહમાં નહીં થઇ. બીજી આકે તેથી મોટી નહીં થઇ. ત્રીજી આ કે તેને લીધે હું ખુશીથી મહરૂમ નહીં થયો. ચોથી આ કે હું તેને લીધે સવાબની આશા કરૂં છું.*

અબ્દુલ્લાહ બીન મોબારક (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું, કે એક હકીમ પુરૂષે હદીસોનો સંગ્રહ કર્યો તેમાંથી ચાલીસ હજાર ચુંટી, ફરી તેમાંથી ચાર હજાર પસંદ કરી, ફરી તેમાંથી

---

+ મૌલાથી મોવાફક્ત રાખું છું એટલે જે તેણે તકદીરમાં લખ્યું હોય તેના પર શુક્ર કરૂં છું અને નફસથી વિરૂદ્ધ કરૂં છું કેમકે તે ગુનાહ તરફ લઇ જાય છે હું ત્યાંથી બચું છું અને મખલુકની ખેરખાહી કરૂં છું અને દુન્યાને જરૂર જોગી લઉં છું. જરૂર ઉપરાંત લેતો નથી.

* એટલે પહેલી નેઅમત આ છે કે મને ગુનાહમાં ફસાવ્યો નહીં. બીજી આ કે જેટલી છે તેથી વધુ થઇ નહીં. ત્રીજી આકે તેની ખુશીથી અભાગ્ય નહીં થયો. એટલુંજ નહીં પણ હું તેનાથી ખુશ છું. કારણ કે એ મૌલાની પસંદ કરેલી છે. ચોથીઆ કે હું સબર કરૂં છું તો સવાબની આશા કરનાર થાઉં છું.

ચારસો છાંટી, ફરી તેમાંથી ચાલીસ વીણી, ફરી તેમાંથી ચાર શબ્દો પસંદ કર્યા. તેમાંનો એક આ કે કોઈ પણ હાલતમાં તું ઓરત ઉપર ભરોસો નહીં કર. બીજો આ કે કોઈ પણ હાલતમાં માલ પર મગરૂર નહીં થા. ત્રીજો મેઅદો (હોજડી) જેની શક્તિ નહીં. રાખે તેનો બોજ તેપર નહીં નાંખ. ચોથો જે ઈલિમ તને લાભ નહીં આપે તે ભેગો નહીં કર.

મોહમ્મદ બીન અહમદ [રહ]થી અલ્લાહના કલામ **વસૈયદેવ વ હસૂરવ વ નબીયમ મિનસ્સાલે હીન**ની તફસીર વિષે રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, અલ્લાહે ઝકરીયા [અલે]ને સૈયદ કહ્યા અને જુઓ તો તેવણ તેના બંદા છે. કારણ કે તેવણ ચાર ચીજ ઉપર જીતેલા હતા. (૧) ખાહેશ પર, (૨) શૈતાન પર, (૩) જબાન પર, (૪) ગુસ્સા પર.+

હજરત અલી (રદ)થી રિવાયત છે કે જ્યાં સુધી ચાર ચીજો છે ત્યાં સુધી દીન તથા દુન્યા કાએમ રહેશે. (૧) જ્યાં સુધી તવંગરો તેઓને મળેલી ચીજમાં બખીલી નહીં કરશે. (૨) જ્યાં સુધી ઓલમા પોતાના ઈલિમ ઉપર અમલ કરશે, (૩) જ્યાં સુધી જાહેલો પોતાના નહીં જાણવા પર મોટાઈ નહીં કરશે. (૪) જ્યાં સુધી ફકીરો પોતાની આખેરતને દુન્યાને બદલે નહીં વેચશે.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, કે અલ્લાહ તઆલા કિયામતને દિવસે ચાર શખ્સોથી ચાર જાતના માણસો પર દાખલો લેશે. (૧) સોલૈમાન બીન દાઉદ (અલે)થી તવંગરોપર, (૨) યુસોફ (અલે)થી ગુલામો પર, (૩) ઐયુબ (અલે)થી બીમારોપર, (૪) ઇસા (અલે)થી ફકીરોપર.*

---

+ એટલે જે માણસ પોતાની ખાહિશ, શૈતાન, ઝબાન, અને ગુસ્સા ઉપર જીત મેળવી તથા તેના પર શક્તિવાન થયો તે સરદાર છે જે કે જાહેરમાં હકીર (હલકો) હોય.

* એટલે હજરત સોલૈમાન (અલે) દોલતમદ હોવા છતાં ખોદાની ફરમાંબરદારીમાં લાગેલા રહ્યા એવીજ રીતે હજરત યુસોફ, હજરત ઐયુબ અને હજરત ઇસા (અલે) ગુલામી, બીમારી અને દરિદ્રીની તકલીફો હોવા છતાં ખોદાની બંદગી કરતા રહ્યા.

સઅદ બીન બિલ્લાલ (રહ)થી રિવાયત છે કે ખચીત બંદો જ્યારે ગુનોહ કરે છે, તો અલ્લાહ તેના પર ચાર તરેહના એહસાન કરે છે. (૧) તેનાથી રોજીને રોકતો નથી, (૨) તંદરૂસ્તીને તેનાથી રોકતો નથી, (૩) ગુનાહને તેનાપર પ્રગટ કરતો નથી, (૪) જલદી તેને શિક્ષા કરતો નથી.

હાતેમ અસમ (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું, જેણે ચાર વસ્તુ ને ચાર વસ્તુ તરફ ફેરવી તેને જનંત મળી. (૧) સૂવાને કબર તરફ, (૨) મોટાઇને તરાજુ તરફ, (૩) રાહતને પુલ સિરાત તરફ, (૪) શાહવત ને જંનત તરફ.+

હામિદ લપ્પ્પાપ (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું, ચાર ચીજોને અમે ચાર ચીજોમાં શોધી જેથી અમને માર્ગમાં ભૂલ પડી. ફરી તેને બીજી ચાર ચીજોમાં મેળવી. (૧) તવંગરીને માલમાં ઢુંઢી, પણ તેને સંતોષમાં મેળવી. ( ૨ ) રાહતને દોલત મંદીમાં ઢુંઢી, પણ તે થોડા માલમાં મળી. ( ૩ ) લેહજતોને નેઅમતોમાં ઢુંઢી, પણ તે તંદરૂસ્તીમાં મળી. (૪) રિજકને જમીનમાં ઢુંઢયો, પણ તે આસમાનમાં મળ્યો.*

હજરત અલી (રદી) શી રિવાયત છે કે તેવણે ફરમાવ્યું, ચાર ચીજો એવી છે કે થોડી તેમાંની ઘણી છે. ( ૧ ) દરદ ( ૨ ) ફકીરી, (૩) આગ (૪) દુશમની.

હાતેમ અસમ (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું, ચાર ચીજોની કદર ચાર શખ્સોજ બુજે છે. (૧) જુવાનીની કદર ઘરડા

+ એટલે જે શખ્સ આ ચાર કામ નહીં કર્યાં અને ચાર જગ્યા માટે તેને રહેવા દીધાં તે જંનતી છે. દુન્યામાં નહીં સૂતો અને ઇબાદતમાં જાગ્યો અને સવાલ જવાબ પછી કબરમાં સૂવાનું રાખ્યું, એવીજ રીતે મોટાઈ તથા અભીમાનને અમલો તોલાવા ઉપર મુલતવી રાખ્યાં, એજ પ્રમાણે બાકી ચીજોને તો તે શખ્સ જનંત મેળવશે.

* કારણ કે ખોદાએ ફરમાવ્યું છે, "તમારો રિઝક આસમાનમાં છે" તો રોઝીને જમીનમાં ઢુંઢવી, તથા તકદીરે આસમાનીથી ગાફેલ થવું નજ જોઇએ.

જાણે છે, (૨) આરામની કદર તકલીફ વાળાજ જાણે છે, (૩) તંદરૂસ્તીની કદર માંદાજ જાણે છે, (૪) જીંદગીની કદર મુરદાંજ બુજે છે. અબુ નોવાસ શાએરે કહ્યું:—

## શેઅરો

જોનૂબી ઈન ફક્કરતો ફીહા કસીરતુન
વ રહમતો રબ્બી મિન જોનૂબી અવસઉ
વ મા તમઇ ફી સાલેહિન ઇન અમલતો હુ
વ લા કિન્નની ફી રહમતિલ્લાહે અતમઉ
હોવલ્લાહો મૌલાયલ્લજી હોવ ખાલેકી
વ ઇન્ની લહુ આબ્દુન અકર્રો વ અખદઉ
ફ ઇય યકો ગુફરાનુન ફ જાલેક રહમતુન
વ ઈન તકોનિલ ઉખરા ફ મા અના અસનઉ*

હજરત નબી (સલ)એ ફરમાવ્યું, જ્યારે કેયામતનો દિવસ થશે તો તરાજુ કાયમ થશે. ફરી નમાઝવાળા લવાશે અને તેઓને તરાજુથી પૂરો સવાબ અપાશે. ફરી રોઝાવાળાને લવાશે, ફરી તેઓને તરાજુથી પૂરો સવાબ અપાશે, ફરી હજ્જવાળાને લવાશે ફરી તેઓને પૂરો સવાબ અપાશે. ફરી બલાઓવાળા લવાશે તેઓ માટે તરાજુ રખાશે નહીં અને અમલનામું તેઓનું ખોલાશે નહીં. ફરી તેઓને બેહિસાબ સવાબ અપાશે, તે એટલા સુંધી કે વધુ સવાબને લીધે આરામવાળા આશા કરશે કે તેઓ તેમની જગાએ થાત.**

---

*એના અર્થ કવિતામાં

દેખતા હું મેં બોહત મેરે ગુનાહ * લેકે ઉન સે રહમતે રબ્બ હે ફઝું.
કબ હે ઉમ્મેદ અપને અચ્છે કામ સે * આરઝુ અલ્લાહ કી રહમત કી રખું
મેરા મૌલા મેરા ખાલિક હૈ ખોદા * મેં હું બન્દા ઉસકા આજીઝ ઓર ઝબુ
ફિર અગર બખશે તો રહમત ઉસકી હૈ * ઔર નહીં તો ફિર કહો મેં કયા કરૂં

** એટલે જે લોકોને દુન્યામાં તકલીફ પહોંચી અને તે પર તેઓએ સબર કર્યો, તો તેઓને કેયામતમાં અગણીત સવાબ મળશે. પણ જો સબર નહીં કર્યો અને અલ્લાહની શિકાયત કરી તો અઝાબ થશે.

એક હદીસથી રિવાયત છે કે બની આદમને ચાર ચીજો લુટની આગળ આવે છે. મલકુલ-મૌત તેની રૂહને લુટે છે, (૨) વારેસો તેનો માલ લુટે છે, ( ૩ ) કીડા તેની દેહને લુટે છે, ( ૪ ) દુશ્મનો કેયામતને દિવસે તેનો અસબાબ (એટલે અમલો) લુટે છે.

એક હદીસથી રિવાયત છે કે જે કોઈ શહવતોમાં લાગેલો રહે, તેને ઓરતો જોઇએ. ÷ અને જે માલ ભેગો કરવામાં લાગે, તેને હરામ જરૂરી છે. અને જે મુસલમાનોના લાભ માટે લાગેલો રહે, તેને મોદારાત [ખાતરદારી] જરૂરી છે, અને જે ઇબાદતનો શુગલ કરે, તેને ઇલમ જરૂરી છે.*

હજરત અલી [રદી]થી રિવાયત છે કે ઘણા સખત કામો ચાર તરેહના છે. (૧) ગુસ્સા વખતે માફી આપવી, (૨) તંગીમાં

÷ એટલે જે શખ્સ ચાહે કે પોતાની ખાહેશોમા તથા શહવતોમાં લાગેલો રહે તો એ કામ સ્ત્રીઓ વગર બની શકતાં નથી. સ્ત્રીઓનું તેમાં હોવું અવશ્ય થયું. અને ઓરતો સાથે લાગેલાં રહેવું બુરૂં છે. સારાંશ આ છે કે શહવતોમાં ફસવું નહીં જોઇએ એથી બુરાઇઓ ઉત્પન્ન થાય છે. એની આ મતલબ નથી કે જેને શહવતનો શુગલ કરવો હોય તેને ઓરતોમાં મશગુલ થવાની છુટ્ટી છે. એવીજ રીતે માલ ભેગો કરવો હરામ વગર થઇ શકતો નથી. પણ હરામથી બચવું અગત્યનું છે તો માલ ભેગો કરવો નહિ. જોઇએ. માલ જમા કરવા વિષે હકીમનો આ મત એટલા માટે છે કે ઘણું કરીને એમજ થાય છે. નહી તો હલાલથી પણ કદી જમા થાય છે એવા માલને સારી નૈયતથી ભેગો કરવો સારૂં કામ છે. ગુ. મો.

* કારણ કે જો એઇલિમ આબેદ હશે તો બુજરગોની મોહબ્બતમાં ઇબાદતનું કામ સમજી બુજરગોના નામ જપવા લાગશે જેમકે કેટલાક જાહેલો હઝરત પીર (રહ) ના સો નામની તસબીહ પઢે છે. ફરી તેઓ જેહાલતથી પોતાની ગરજો બુજરગોથી માગે છે. એ વગર જાહેલ આબેદને ઘણી નુકસાનીઓ દીન દુન્યાની પહોંચે છે. સહાબાએ રસુલુલ્લાહના નામની તસબીહ કદી પઢી નથી. તેમ હઝરતથી ગાએબીમાં કે વફાત પછી કદી કંઇ માંગણુ કરી નથી. ગુ. મો.

સખાવત કરવી, (૩) એકાંતમાં પાકદામની, (૪) જેનાથી આશા કે ડર હોય તેને ખરી વાત કહેવી.*

ઝબૂરમાં છે, અલ્લાહ તઆલાએ દાઊદ (અલે) તરફ વહી મોકલી કે અક્કલવાળો દાના ચાર ઘડીમાં ખાલી રહેતો નથી. એક ઘડીમાં તે પોતાના પરવરદિગારથી મુનાજાત કરે છે, અને એક ઘડીમાં તે પોતાના જીવથી હિસાબ લે છે. અને એક ઘડીમાં પોતાના તે ભાઈઓ પાસે જાય છે, કે જે તેને તેની એબોની ખબર કરે છે. અને એક વખતમાં તે પોતાના નફ્સને હલાલ લજ્જતોમાં છોડે છે.

એક હકીમે કહ્યું, બંદગીની તમામ ઇબાદતો ચાર છે. (૧) કરાર (અહદ) પૂરો કરવો, (૨) હદ્દો (કાયદાઓ)ની સંભાળ કરવી (૩) ગુમ થએલી ચીજ ઉપર સબર કરવો, (૪) જે હોય તે ઉપર રાજી રહેવું.÷

## પાંચ પાંચ ચીજનો અધ્યાય.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે જે કોઈ પાંચ ચીજને હલકી જાણે તે પાંચ ચીજની નુકસાની પામે છે. (૧) જે ઓલમાની હલકાઈ કરે તે દીનનું નુકશાન મેળવે, (૨) જે ઓમરા [હાકેમો]ની હલકાઈ કરે તે દુન્યાનું નુકશાન મેળવે, [૩] જે પાડોસીની હલકાઈ કરે તે લાભોનો ટોટો મેળવે, [૪] જે સગાં-

* જેને ખોફ અને ડર હોય છે, તે પોતાના બચાવ માટે સત્ય વાત કહી શકતો નથી. અને જેનાથી કંઈ ઉમેદ હોય, તેને પણ સત્ય વાત કહેવી મુશ્કેલ છે. કેમકે તે જો નારાજ થશે તો આશા પૂરી પડશે નહીં. ઘણા વાએજો આ બલામાં ફસાઇ સત્ય કહી શકતા નથી. અને શેઠીયાઓને રાજી કરવા ઉલટા અર્થ કરી લોકોને બેહેકાવે છે. અને તરેહ તરેહના ફિસાદો કરાવે છે. ગુ. મો.

÷ અહકામના હદ્દોની સંભાળ કરે હરામથી બચે અને હલાલ કામ કરે. અને જે ચીજ ગુમ થઈ હોય તેના ઉપર સબર કરે અને જે ચીજ મોજુદ હોય તે પર રાજી રહે તથા શુકર કરે.

ઓની હલકાઇ કરે તે મોહબ્બતમાં નુકશાન મેળવે, [૫] જે પોતાની ઘરવાળીની હલકાઇ કરે તે સારા ગુજરાનમાં નુકસાની મેળવે છે.

હઝરત નબી [સલ] એ ફરમાવ્યું કે મારી ઉમ્મત ઉપર એવો વખત આવવાનો છે કે જેમાં તેઓ પાંચ ચીજની દોસ્તી રાખશે અને પાંચ ચીજને ભુલી જશે. (૧) દુન્યાની મોહબ્બત રાખશે અને આખેરતને ભુલી જશે, (૨) ઘરોની મહોબ્બત રાખશે અને કબરોને ભુલી જશે, (૩) માલની મહોબ્બત રાખશે અને હિસાબને ભૂલી જશે, (૪) ઘરના લોકોની મોહબ્બત રાખશે અને હુરોને ભૂલી જશે, (૫) નફ્સની મોહબ્બત રાખશે અને અલ્લાહને ભૂલી જશે. તેઓ મારાથી બેઝાર છે અને હું તેઓથી બેઝાર છું.+

હજરત નબી (સલ) એ પ્રરમાવ્યું. અલ્લાહ કોઇને પાંચ ચીજ આપે છે તો તેને માટે બીજી પાંચ ચીજો તૈયારજ રાખે છે (૧) જેને શુકર આપે છે તો તેને માટે વધારો તૈયાર રાખેજ છે. (૨) જેને દોઆ કરવી આપે છે તેને માટે કબૂલીયત તૈયાર રાખેજ છે, (૩) જેને ઇસ્તીગફાર કરવી આપે છે તેને માટે બખશીશ તૈયાર રાખેજ છે, (૪) જેને તોબા આપે છે તેને માટે કબૂલીયત તૈયાર રાખેજ છે, (૫) જેને સદકો કરવાનું આપે છે તેને માટે કબૂલ થવું તૈયાર રાખેજ છે.

હજરત અબુ બકર સિદ્દીક (રઝી)થી રિવાયત છે કે અંધારાં પાંચ છે. અને તેના દીવા પાંચ છે (૧) દુન્યાની મોહબ્બત અંધારૂં

---

+ એટલે જ્યારે તે લોક અલ્લાહને ભૂલશે તો અલ્લાહના રસૂલથી શાની મોહબ્બત રાખે ? ખાલી મોંથી કહેવાની મોહબ્બતનો ઇતબાર નથી. તથા હજરતની મોહબ્બત તે અલ્લાહની મોહબ્બતની શાખા છે તો જ્યારે મૂળ ન હોય તો શાખા શાની ? માટે હજરતે (સલ) ફરમાવ્યું કે એ લોક મારાથી બેઝાર છે, અને જ્યારે તેઓ હજરત (સલ)થી બેઝાર થયા તો હજરત તેઓથી બેઝાર થયા. ગુ. મો.

છે અને તેનો દીવો પરહેઝગારી છે,* (૨) ગુનો અંધારૂં છે અને તેનો દીવો તોબા છે, (૩) કબર અંધારૂં છે અને તેનો દીવો લા એલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસૂલુલ્લાહ છે, (૪) આખેરત અંધારૂં છે અને તેનો દીવો નેક અમલ છે, (૫) પુલસિરાત અંધારૂં છે અને તેનો દીવો યકીન છે.

હજરત ઓમર રદીથી રિવાયત છે. કે તેવણે મોકુફ રીતે અથવા નબી સાહેબ (સલ) સૂધી પોહોંચાવીને=કહ્યું જો ગેબ જાણવાનો દાવો ન થાત તો હું પાંચ શખ્સો વિષે સાક્ષી આપત કે તેઓ જંનતવાળા છે (૧) ફકીર અયાલદાર, (૨) તે સ્ત્રી કે જેનાથી તેનો પતી રાજી હોય, (૩) પોતાની મોહર ખાવિન્દને બખશનારી, (૪) જેનાથી તેના માબાપ રાજી હોય, (૫) ગુનાહોથી તોબા કરનાર.

હજરત ઉસમાન (રદી)થી રિવાયત છે કે પાંચ ચીજો મુત્તકીયોની નિશાની છે (૧) આ કે જે દીનને સુધારે તેનીજ પાસે બેશે અને નગનતા તથા જીભ ઉપર જીત મેળવે, (૨) જ્યારે તેને દુન્યાની કોઈ મોટી વસ્તુ મળે તો તેને વબાલ જાણે,÷ (૩) જ્યારે દીનની કોઇ ચીજ સહેજ પણ મળે તો તેને ગનીમત જાણે, (૪) હરામ મળેલું હોય એવા ડરથી હલાલથી પોતાનું પેટ ભરે નહીં, [૫] સઘળા લોકોને જુએ કે મુક્તિ પામ્યા અને પોતાને જુએ કે હલાક થયો.

હજરત અલી [ રદી ] થી રિવાયત છે, કે જો પાંચ આદત

---

* દુન્યા અંધારૂં છે કેમકે તે હરામ, મકરૂહ વગેરેથી મળે છે અને જો હલાલથી મળે તો પણ ગફલત ઉત્પન્ન કરે છે દરેક રીતે તેનો દીવો પરહેઝગારી છે. જે તેના અંધારાને મટાડે છે.

= એટલે આ વાત હજરત ઓમર (રદી) ની છે અથવા હજરત રસૂલુલ્લાહની છે. એ વિષે રાવીને શક છે.

÷ એટલે દુન્યાના વધારાને પોતાના હકમા વબાલ સમજે તેનાપર ખુશ નહીં થાય કારણ કે તેનો હિસાબ આપવો પડશે.

નહીં હોત તો સઘળા લોક નેક થાત. (૧) જેહાલત (અજ્ઞાનતા) ઉપર સંતોષ પકડવો. [1] (૨) દુન્યાપર હિરસ કરવો, (૩) વધારે ચીજ ઉપર બખીલી કરવી, (૪) અમલમાં રિયા (દેખાવ) કરવી, (૫) પોતાના મતને સારો જાણવો. (તથા તે પર ખુશી થવું.)

ઘણા ઓલમાઓથી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ પોતાના નબીને (સલ) પાંચ બુઝુરગીઓથી માનીતા કર્યા છે. તેમને માનીતા કર્યા (૧) નામમાં, (૨) પીન્ડ (જીસમ) માં (૩) બખશીશમાં, (૪) ચૂકમાં, (૫) ખુશ થવામાં. હવે નામ તો હજરતને તેમની રિસાલતના ગુણથી યાદ કર્યા અને તેમનું નામ લઇને તમામ પેગમ્બરોની જેમ પોકાર્યા નહીં. જેમ કે આદમ, નૂહ, ઈબ્રાહીમ વગેરે* અને પિન્ડ તો જ્યારે નબી સાહેબે (સલ) કોઇ ચીજને પોકારી છે તો અલ્લાહે તેના તરફથી જવાબ વાળ્યો છે, બીજા પેગમ્બરો માટે એ કર્યું નથી. અને બખશીશ તો હજરતને વગર માગે આપી છે. અને ચૂક તો અલ્લાહે જ્યાં ફરમાવ્યું છે **અફલ્લાહો અનક** ત્યાં તેમનો ગુનાહ થવા પહેલાં માફી બયાન કરી, અને રજામન્દી તો અલ્લાહે તેમના ફિદયાને સદકાને, નફકાને કદી પાછો ફેરવ્યો નથી. જેમકે બીજા પેગમ્બરોના ફેરવ્યા છે.

અબ્દુલ્લાહ બીન અમર બીન આસ (રદી)થી રિવાયત છે, કે તમારામાંથી જેનામાં પાંચ ચીજો હશે તે દુન્યા તથા આખેરતમાં નેક બખત થશે. (૧) દરેક વખત **લાએલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસૂલુલ્લાહની** × જીકર કરે, (૨) જ્યારે કોઇ બલામાં

૧ એટલે અજ્ઞાન રહેવું અને વિદ્યા નહી શીખવી.

* એટલે જેવી રીતે બીજા અંબિયાઓને નામ લઇને પોકાર્યા છે તેવી રીતે અમારા હજરત (સલ)ને પોકાર્યા નથી. તેઓને ફરમાવ્યું, ઓ ઇબ્રાહીમ, ઓ નૂહ, ઓ આદમ, ઓ મૂસા પણ અમારા પેગમ્બરને ફરમાવ્યું ઓ રસૂલ, ઓ નબી, ઓ મુઝઝમ્મેલ. અલૈહેમુસ્સલામ.

× અર્થ---અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. અને હજરત મોહમ્મદ ખોદાના મોકલેલા છે.

ફસાય તો ઈન્ના લિલ્લાહે વ ઈન્ના એલેહે રાજેઉન × વ લા હવલ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલીયિલ અઝીમ કહે. (૩) જ્યારે કોઇ નેઅમત અપાય તો તે નેઅમતના શુકરમાં અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન[1] કહે. (૪) જ્યારે કોઈ કામ શરૂ કરે તો બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ* કહે, (૫) જ્યારે તેનાથી ગુનો જાહેર થાય તો અસ્તગફેરૂલ્લાહલ અઝીમ વ અતુબો એલેહ÷ કહે.

હસન બસરી (રહ)થી રિવાયત છે કે તેઅણે કહ્યું, તૌરાતમાં પાંચ શબ્દો લખાએલા છે (૧) તવંગરી સંતોષમાં છે, (૨) સલામતી કોરે બેસવામાં છે, (૩) માન શહવતો છોડવામાં છે, (૪) લાભ ઉઠાવવો ઘણા દહાડામાં મળે છે, (૫) સબર થોડા દહાડામાં છે. ×

હજરત નબી (સલ)થી રિવાયત છે કે પાંચ વસ્તુને પાંચ વસ્તુ પહેલાં ગનીમત જાણ (૧) તારી જુવાનીને ઘરડપણ પહેલાં, (૨) તારી તંદુરૂસ્તીને બીમારી પહેલાં, (૩) તારી તવંગરીને મોહતાજી પહેલાં, (૪) તારી જીંદગીને મોત પેહેલાં, (૫) તારી ફરાગતને કંઇમાં ગુંથાવા પહેલાં.

યહયા બીન મોઆજ રાઝી [રહ]થી રિવાયત છે કે જે ઘણું પેટ ભરે તેને માંસ ચઢે, અને જેને ઘણું માંસ ચઢે તેની શહવત વધે, અને જેની શહવત વધે તેના ગુનાહ ઘણા થાય અને જેના ગુનાહ ઘણા થાય તેનું દિલ સખત થાય અને જેનું દિલ સખત થાય તે દુન્યાની આફતમાં તથા તેની ઝીનતમાં ડુબ્યો.

× અર્થ--અમો અલ્લાહની મિલક છીએ અને અમો અલ્લાહના તરફ ફરીશું અને અલ્લાહ બોલંદ, મોટા સિવાય ગોનાહોથી બચવાની તથા ઇબાદત કરવાની કુવ્વત નથી.

૧ અર્થ-સર્વ શુક્ર જહાનના પરવરદિગાર અલ્લાહ માટે છે.

* મોટો મેહેરબાન દયાળુ અલ્લાહના નામથી.

÷ હું મોટાઇવાળા અલ્લાહ પાસે બખશીશ માગું છું અને હું તેના તરફ વળું છું.

× ખાહિશોના છોડવામાં બુજુરગી છે. કારણ કે ખાહેશ (ઇચ્છા)ની ઢુંઢમાં હલકાઈ અખત્યાર કરવી પડે છે, અને જેણે ખાહિશ છોડી તે સર્વથી બેગરજ થયો માટે તે બુજરૂગ થયો.

સુફ્યાન સૌરી (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યું ફકીરોએ પાંચ વાત પસંદ કરી અને તવંગરોએ પાંચ વાત પસંદ કરી. ફકીરોએ (૧) નફસની રાહતને, (૨) દિલની ફરાગતને, (૩) પરવરદિગારની બંદગીને, (૪) હલકા હિસાબને, (૫) બોલંદ મરતબાને અને તવંગરોએ (૧) જીવના થાકવાને,* (૨) દિલ લાગેલું રાખવાને, (૩) દુન્યાની બંદગીને, (૪) હિસાબની સખતીને, (૫) નીચા મરતબાને પસંદ કર્યા છે. અબ્દુલ્લાહ અનતાકી (રહ)થી રિવાયત છે કે પાંચ ચીજો દિલની દવા છે. (૧) નેકો સાથે બેસવું (૨) કુરઆન પઢવું, (૩) પેટ ખાલી રાખવું, (૪) રાતના ઉઠવું, (૫) સવાર થતાં આજેઝી કરવી.

ઘણા ઓલમાથી રિવાયત છે કે ફિકર [વિચાર] પાંચ તરેહની છે. (૧) અલ્લાહની નિશાનીયોમાં ફિકર કરવી, આથી તૌહીદ તથા યકીન ઉત્પન્ન થાય છે. (૨) અલ્લાહની નેઅમતોમાં ફિકર કરવી, આથી મોહબ્બત ઉત્પન્ન થાય છે, (૩) અલ્લાહના વાયદામાં ફિકર કરવી. આથી વલણ [રગબત] ઉત્પન્ન થાય છે. (૪) અલ્લાહના આપેલા ડર [વઈદ]+માં ફિકર કરવી, આથી દેહશત ઉત્પન્ન થાય છે, (૫) અલ્લાહનું એહસાન હોવા છતાં તેની બંદગીમાં કરેલી કમીમાં ફિકર કરવી, આથી શરમ ઉત્પન્ન થાય છે.

એક હકીમથી રિવાયત છે કે તકવા [પરહેઝગારી]ની આગળ પાંચ ઘાટીઓ છે. જે કોઇ તેથી વધ્યો તેણે તકવો મેળવ્યો. (૧) એશ આરામ કરતાં સખતીને પસંદ કરવી, (૨) રાહત કરતાં મેહનતને પસંદ કરવી, (૩) ઈજ્જત કરતાં જીલ્લતને પસંદ કરવી, (૪) નકામા બકવા કરતાં ચૂપકીને પસંદ કરવી અને (૫) જીન્દગી કરતાં મૌતને પસંદ કરવું.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે ગુસપુસ વાત કરવી

---

* કારણ કે માલની શોધમાં ઘણી તકલીફો પહોંચે છે.

\+ અલ્લાહે જે બખશવાને ફરમાવ્યું તેને વાયદો કહે છે. અને જે અજાબ કરવાને ફરમાવ્યું તેને વઇદ-કહે છે.

( સરગોશી ) ભેદને સંભાળે છે, અને સદકો માલને સંભાળે છે, અને ઈખ્લાસ [નિર્મળ બંદગી] અમલોને સંભાળે છે, અને સચ્ચાઇ વાતોને સંભાળે છે, અને મશવરો અક્કલ (બુધ્ધિ)ને સાચવે છે.

હજરત નબી (સલ)થી રિવાયત છે કે માલ સંગ્રહ કરવામાં પાંચ વાતો છે. (૧) તેના ભેગા કરવામાં તકલીફ ઉઠાવવી, (૨) તેના સુધારવામાં અલ્લાહની યાદથી બેપરવાઈ થવી, ( ૩ ) તેના લઇ જનારનો તથા ચોરનો ડર, (૪) પોતા માટે બખીલનું નામ ધારણ કરવું, (૫) તેને માટે નેક લોકોથી જુદાઇ કરવી, અને તેને જુદો કરવામાં પાંચ વાતો છે. (૧) તેની શોધથી જીવને રાહત, (૨) અલ્લાહની યાદ માટે તેની સંભાળ કરવાથી ફરાગત, (૩) તેના લઇ જનાર તથા ચોરના ડરથી ચેન, (૪) પોતા માટે કરીમ [ સખી ] નું નામ ધારણ કરવું, (૫) તની જુદાઇથી નેક લોકોની સંગત.

સુફ્યાન સૌરી [રહ]થી રિવાયત છે કે આ વખતમાં પાંચ ખસલતો હોવા વગર માલ ભેગો થતો નથી, (૧) લાંબી ઉમેદો, (૨) ઘણો લોભ, (૩) ઘણી બખીલાઇ, (૪) ઓછી પરહેજગારી (૫) આખેરતને ભુલી જવું. કોઈ કવિએ શેઅરો કહી છે.

### શેઅરો

યા ખાતેબદ દુન્યા એલા નફસિહી
ઇન્ન લહા ફી કુશે યવમિન ખલીલા
તસ્તનકેહુલ બઅલ વ કદ વતેઅત
ફી મવ જેઇન આખર મિન્ડો બદીલા
મા અકબલદ દુન્યા લે ખુત્તાબેહા
લે કતલેહીમ કતીલં કતીલા
ઇન્ની લ મુગતર્રૂવ વ અજલ બલાઅ
યઅમલો ફી જીસમી કલીલં કલીલા

તઝવવદ્ભ લિલ મૌતે ઝાદં ફ્કદ
નાદલ મોનાદિર રહીલર રહીલા *

હાતેમ અસમ્મ (રહ)થી રિવાયત છે કે તેવણે કહ્યુ, જલદી કરવું શૈતાનથી છે, પણ પાંચ જગ્યામાં નહીં. કેમકે તે રસૂલુલ્લાહના તરીકા છે. (૧) જયારે મેમાન આવે તેને ખાણું ખવડાવવામાં, (૨) મરે ત્યારે મૈયતના કફન દફનની તૈયારીમાં, (૩) છોકરી જુવાન થાય ત્યારે તેની શાદી કરવામાં,+(૪) દેણ જયારે વાજેબ થાય તેના અદા કરવામાં, (૫) જયારે તકસીર થાય અને ગુનોહ બને તેની તોબામાં.

મોહમ્મદ બીન ફ્દી (રહ]થી રિવાયત છે કે પાંચ વાતોને લીધે શૈતાન બદબખ્ત થયો. (૧) તેણે ગુનાનો ઇકરાર કર્યો નહીં. (૨) પશ્ચાતાપ કર્યો નહીં, (૩) પોતાને ઠપકો આપ્યો નહીં, (૪) તોબાનો ઈરાદો કર્યો નહીં, (૫) અલ્લાહની રહમતથી ના ઊમેદ થયો.

---

* એના અર્થ કવિતામાં

જાન લે ઐ ખસમે દુન્યા બિલ યકીં * વાસતે ઇસકે હમેશાં હે ખલીલ.
હૈ નિકાહ ઇસકા કિસીજા ખસમ સે * ઔર કિયા પામાલ ઉસકા એક બદીલ.
કયા તવજ્જોહ રખતી હૈ ખસમોંસે અબ * કતલ કરતી હૈ યેહ પેદર પૈ કતીલ.
મેં ફરેબ ઇસિકે મેં આયા ઔર બલા * જીસમ મેં મેરે યેહ હોતી હૈ દખીલ.
મૌત કે તોશે કા અબ સામાં કરો * યેહ મોનાદિ દાએમા હૈ અર્રહીલ.
સમજલે ખૂબ ઐ દુનિયાકે તાલિબ * કે ઇસિકા રોઝ હોતા હૈ નયા યાર.
લગાતી હૈ કિસીકો લે યેહ જાલિમ * ચુરાતી હૈ કિસીસે આંખ ઐયાર.
ઉસે કયા અપને યારોંકી હૈ પરવાહ * હરએક કો માર રખતી હૈ યેહ મક્કાર.
ફરેબોં મેં મેં ઈસિકે આ ગયા હું * રગો પૈ મેં મેરે પોહોંચી હૈ ગદ્દાર.
નેદાએ કુચ દેતા હૈ મોનાદી * કરો તુમ મોત કે તોશે કા તૈયાર.

\+ રસૂલુલ્લાહ (સલ) ફરમાવે છે કે જ્યારે તમારી પાસે નિકાહની માંગણી એવો શખ્સ કરે કે જેના દીન તથા સ્વભાવને તમે પસંદ કરો છો તો તેની સાથે નિકાહ કરી દો. જો તમો એ નહીં કરશો તો જમીનમાં ફિતનો તથા મોટો ફસાદ થશે. મિશકાત, તીરમેજી. ગુ. મો.

અને પાંચ વાતોને લીધે આદમ (અલે) નેક બખ્ત થયા. (૧) ગુનાહનો ઈકરાર કર્યો. (૨) તેપર પસ્તાવો કર્યો, (૩) પોતાના જીવને ઠપકો આપ્યો, (૪) તોબા કરવામાં જલદી કરી. (૫) અલ્લાહની રહેમતથી ના ઉમ્મેદ થયા નહીં.×

શકીક બલખી [રહ]થી રિવાયત છે કે તેવણે કહ્યું, તમો પાંચ ખસલતને પકડી રાખો અને તેપર અમલ કરો. (૧) અલ્લાહ તરફ તમારી જેટલી ગરજ છે તેના પ્રમાણમાં તેની ઈબાદત કરો. દુન્યામાં જેટલી તમારી ઉમર છે તેના પ્રમાણમાં તમો તેમાંથી લો. (૩) અલ્લાહના અજાબ ઉપર તમારી જેટલી શક્તિ હોય તેટલા ગુનાહ કરો, (૪) કબરમાં તમારા રહેવા જેટલું તમો દુન્યામાં ભાથું બનાવો, (૫) જંનતમાં જેટલું રહેવાનું તમો ધારો છો તે પ્રમાણે અમલ કરો*

હજરત ઓમરે (રદી) કહ્યું છે કે મેં તમામ દોસ્તોને જોયા પણ કોઈ દોસ્ત જીભને સંભાળવા કરતાં શ્રેષ્ઠ જોયો નહીં, અને મેં સઘળાં કપડાં જોયાં, પણ પરહેજગારીથી કોઈ કપડું અફજલ જોયું નહીં, અને મેં તમામ માલોને જોયા, પણ સંતોષ કરતાં

× એટલે જે માણસથી ગુનોહ થાય તેને જોઇએ કે હજરત આદમ (અલે)નો માર્ગ સ્વીકારે, કે જેથી તેની બખશીશ થાય. એટલે ગુનાહનો ઇકરાર કરે અને પસતાવો કરીને પોતાના જીવને ઠપકો આપે અને જલદીથી તોબા કરે અને અલ્લાહની રહમતથી નાઉમેદ થાય નહીં અને શૈતાનનો રસ્તો કદી પકડે નહીં. કેમકે તેની બખશીશ થશે નહીં, એટલે તકબ્બોરીની રૂએ તોબા નહી કરે, ગુનાહનો ઇનિકાર નહીં કરે અને અલ્લાહની રહમતથી નાઉમેદ થાય.

* હાજત પ્રમાણે અલ્લાહને પૂજવું જોઇએ અને માણુસને તો હમેશ અલ્લાહથી ગરજ છે, માટે તેની હંમેશ બંદગી કરવી જોઇએ, અને દુન્યામાં થોડું રહેવું છે, માટે દુન્યાને થોડી લેવી જોઇએ, અને અજાબ ઉપાડવાની શક્તિ નથી, માટે ગુનો કરવો ન જોઇએ, અને કબરમાં કેયામત સુધી રહેવું છે તેટલું ભાથું લેવું જોઇએ, અને જંનતમાં હંમેશ રહેવું છે, માટે હમેશાં જન્નતના કામ કરવાં જોઇએ.

બેહતર માલ જોયો નહીં, અને મેં સઘળી નેકીયો જોઇ, પણ નસીહત કરવા કરતાં અફ્જલ નેકી જોઈ નહીં, અને મેં તમામ ખાણાં જોયાં, પણ ધીરજ (સબર) કરતાં લેહજતદાર ખાણું જોયું નહીં.

એક હકીમથી રિવાયત છે કે તેણે કહ્યું, જોહદ પાંચ વસ્તુ છે. (૧) અલ્લાહપર ભરોસો કરવો, (૨) મખલૂકથી બેઝાર રહેવું, (૩) નિર્મળ અમલ કરવો, (૪) જુલમ બરદાશ્ત કરવો, (૫) જે હાથમાં હોય તે પર સંતોષ પકડવો.*

એક આબેદથી રિવાયત છે કે તેણે પોતાની મુનાજાતમાં કહ્યું, ઓ અલ્લાહ લાંબી આશાઓએ મને ધોકામાં નાખ્યો છે. દુન્યાની મો:હબ્બતે મને હલાક કર્યો છે, શૈતાને મને ગુમરાહ કર્યો છે, બુરી વાતના હુકમ કરનાર જીવે [ નફ્સ અમ્મારાએ ] સત્ય વાતથી રોકયો છે, અને બુરા સોબતીએ ગુનાહ ઉપર મારી મદદ કરી છે. માટે ઓ ફરિયાદ કરનારાઓની ફરિયાદે પોહોંચનાર તું મારી ફરિયાદે પોહોંચ. જો તું મારા પર રહમ નહીં કરીશ તો તારા વગર કોણ મારા પર રહમ કરશે ?

હજરત નબીએ (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મત ઉપર એક એવો વખત આવનાર છે, જેમાં તેઓ પાંચ ચીજની મોહબ્બત કરશે અને પાંચ વાત ભૂલી જશે. (૧) દુન્યાની મોહબ્બત કરશે અને આખેરતને ભુલી જશે. (૨) જીન્દગીની મોહબ્બત રાખશે અને મૌતને ભુલી જશે. (૩) મેહેલોની મોહબ્બત રાખશે અને કબરોને ભુલી જશે. (૪) માલની મોહબ્બત રાખશે અને હિસાબને ભૂલી જશે. (૫) મખલૂકની મોહબ્બત કરશે અને ખાલેકને ભુલી જશે.

યહયા બીન મોઆજ રાઝી (રહ)એ મોનાજાતમાં કહ્યું, ઓ અલ્લાહ તારી મોનાજાત કર્યા વગર રાત સારી લાગતી નથી.

* એટલે અમલ નિર્મળ ( ખાલેસ ) અલ્લાહ માટે કરે અને જુલમની બરદાસ કરે બદલો નહીં લેવો જોઇએ અને હાથમાં જે હોય તે પર સંતોષ પકડે વધારેની શોધ નહીં કરે.

તારી બંદગી કર્યા વગર દિવસ ભલો લાગતો નથી. તારી યાદ વગર દુન્યા સારી દેખાતી નથી. તારી બખશીશ વગર આખેરત સારી લાગતી નથી. અને તારા દીદાર વગર જનંત સારી લાગતી નથી.

## છ છ ચીજનો અધ્યાય.

હજરત નબી (સલ) એ ફરમાવ્યું, છ ચીજો તે છ જગ્યા ગરીબ (અજાણી, મોસાફેર સરખી) છે.* (૧) જે લોકો નમાઝ નહીં પઢે તેઓમાં મસજીદ ગરીબ છે. (૨) જે લોકો કુરઆન પઢતા નથી તેઓના ઘરમાં કુરઆન ગરીબ છે. (૩) બુરા ચલણુ-વાળાના પેટમાં કુરઆનનો અર્થ (જાણુતો હોય તો) ગરીબ છે. (૪) જાલેમ બુરા સ્વભાવવાળા પુરૂષના હાથમાં મુસલમાન નેક બખત ઓરત ગરીબ છે. (૫) બુરા સ્વભાવવાળી ખરાબ સ્ત્રીના હાથમાં મુસલમાન નેક બખત પુરૂષ ગરીબ છે. (૬) જે લોકો સાંભળે નહીં તેવાઓમાં આલિમ ગરીબ છે. ફરી હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તઆલા તેઓના તરફ રહમતની નજરે કેયામતમાં જોશે નહીં.

હજરત નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે છ માણસો ઉપર મેં લાનત કરી અને અલ્લાહ તઆલાએ [પણ] તેઓ ઉપર લાનત કરી. અને દરેક નબીની દોઆ કબૂલ છે.+ [૧] અલ્લાહ તઆલાની કિતાબમાં વધારો કરનાર. (૨) અલ્લાહ તઆલાની તકદીરને જૂઠ-વનાર. [૩] જબર દસ્તીથી હુકુમત કરનાર કે અલ્લાહે જેને જીલ્લતઆપી તેને ઇજ્જત આપે અને જેને અલ્લાહે ઇજ્જત આપી તેને જીલ્લત આપે. [૪] અલ્લાહ તઆલાના હરામને હલાલ ઠેરવનાર. [૫] મારી ઓલાદથી જે ચીજ અલ્લાહે હરામ કરી તેને હલાલ

* એટલે આ છ ચીજ ગરીબ છે. જેવી રીતે મોસાફેર અજાણુ હોય છે. તેનો હાલ કોઇ પૂછતો નથી. અને કુરઆન ફાસેક હાફેજના પેટમાં મુસાફેર જેવું છે ન તેને પઢે છે અને ન તેના ઉપર અમલ કરે છે.

+ એટલે મારી લાનત જરૂર પડશે. ગુ. મો.

કરનાર,÷ [૬) મારી સુનંતને છોડનાર ખચીત અલ્લાહ તઆલા એઓની તરફ કિયામતના દિવસે રહમતની નજરે જોશે નહીં.

હજરત અબુ બકર સિદ્દીક (રદી) થી રિવાયત છે કે ખચીત ઇબ્લીસ (શૈતાન) તારી સામે ઉભો છે. અને નફ્સ તારી જમણી બાજુએ છે. અને ખાહિશ તારી ડાબી બાજુએ છે. અને દુન્યા તારી પાછળ છે. અને અવયવ (આજા) તારી આસપાસ છે અને જબ્બાર (અલ્લાહ) તારા ઉપર છે, (જગ્યાની રૂએ નહીં પણ કુદરતની રૂએ )* તો ઇબલીસ લઇન તો તને દીન છોડવા તરફ દોરે છે. અને નફ્સ તને ગુનાહો તરફ બોલાવે છે. અને ખાહિશ તને શહવત તરફ તેડે છે. અને દુન્યા તને આખેરત કરતાં પોતાને પસંદ કરવા તરફ નોતરે છે. અને અવયવ તને ગુનાહો તરફ પોકારે છે. અને જબ્બાર તને જંનત તથા મગફેરત તરફ બોલાવે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે "અલ્લાહ જંનત તથા બખશીશ તરફ બોલાવે છે." તો જેણે ઇબલીસની વાત

÷ અટલે મારી ઓલાદથી એવો વરતાવ કરે કે અલ્લાહે તે હરામ કર્યો હોય. જેમકે કતલ કરવું અથવા તેઓ પર જુલમ કરવો અથવા બીજી કંઈ તકલીફ આપવી. બીજા મુસલમાનોથી પણ આ કામો હરામ છે પણ રસૂલુલ્લાહની આલથી જે આવો મામલો કરશે. તે જરૂર મલઊન થશે. રસૂલુલ્લાહની આલની મોહબ્બત રાખવી તેમની સાથે એહસાન કરવું તેમને માન આપવું સારૂં કામ છે. પણ જે આલ હજરતની સુંનત ઉપર ચાલતી નથી, હંમેશ બુરા ચલણોમાં રહે છે, તેઓને કુરઆન શરીફ આલના માનથી કાઢે છે, તથા એઓને માન આપવું તે હજરતના દીનનું તથા તેમના ફરમાનનું અપમાન કરવું છે. વળી આલ હોવાને લીધે માન આપવામાં એક ગાદી નશીન સૈયદ અને ભીખારી સૈયદ બંને બરાબર છે. જે લોકો ગાદીએ બેઠેલા સૈયદને માન આપે છે. અને ગરીબ સૈયદને પૂછતા નથી. તેઓ ખરૂં જોતાં ગાદીને તથા રિવાજને માન આપનાર છે. ગુ. મો.

* એટલે અલ્લાહ તઆલા બંદાઓના ઉપર છે તે સર્વપર શકિત ધરાવનાર છે. દરેક તેની કુદરતની નીચે છે. કોઇ તેની કુદરતથી નીકળી શકતુંજ નથી. ગુ. મો.

માની તેનાથી દીન જતું રહ્યું. અને જેણે જીવની વાત માની તેનાથી રૂહ જતી રહી. + અને જેણે ખાહિશની વાત માની તો તેનાથી અક્કલ જતી રહી. અને જેણે દુન્યાની વાત માની તેનાથી આખેરત ગઈ. અને જેણે અવયવોની વાત માની તેનાથી જંનત ગઇ. અને જેણે અલ્લાહના બોલાવવાને કબૂલ કર્યું તેનાથી બુરાઇઓ જતી રહી. અને તેણે તમામ ભલાઇઓ મેળવી.

હજરત ઓમર [રદી] થી રિવાયત છે, કે અલ્લાહ તઆલાએ છ ચીજને છ ચીજમાં છુપાવી છે. (૧) ખુશીને બંદગીમાં છુપાવી છે.× (૨) ગજબને નાફરમાનીમાં છુપાવ્યો છે. (૩) ઇસમે આજમને કુરઆનમાં છુપાવ્યું છે. (૪) લૈલતુલ કદરને રમજાનમાં છુંપાવી છે. (૫) વુસના÷ (વચલી) નમાઝને (પાંચ વખતની) નમાઝોમાં છુપાવી છે. અને [૬] કયામતને દિવસોમાં છુપાવી છે. =

હજરત ઉસમાને (રદી) ફરમાવ્યું કે ઇમાનવાળો છ તરેહના ખોફમાં છે. તેમાંનો એક અલ્લાહના તરફનો કે તે એનાથી ઇમાન લઇલે* બીજો ફિરશ્તાઓ[1] સંભાળ કરનાર તરફનો કે તેઓ એના વિષે એવું લખે કે જેથી કેયામતના દિવસે તે ફજેત થાય. ત્રીજો

+ એટલે જ્યારે નફસનું કહેવું માન્યુ તો તે રૂહ ઉપર ગાલેબ થશે અને રૂહ આજીઝ થશે. અને હલકી પડશે તો જાણે તે જતી રહી.

× એટલે અલ્લાહની બંદગી કરો તો તેની રજા મન્દી પ્રગટ થાય છે. ગુ.મો.

÷ એટલે વચલી નમાઝ એ વિષે ઓલમા મતફેર છે પણ ઘણા ઓલમાના મત પ્રમાણે તે અસરની નમાઝ છે. અલ્લાહની નઝદીક એ નમાઝની બુજુરગી છે માટે તેના વિષે કુરઆનમાં તાકીદ થઈ.

= એટલે તે કયારે થશે તેની ખબર કોઇ પેગમ્બરને કે ફિરસ્તા મોકર્રબને પણ નથી. ગુ. મો.

* આદમી જો અલ્લાહની નાફરમાની ઘણી કરે છે તો ઇમાન તેનાથી જતું રહેછે

૧ સંભાળ કરનાર ફિરસ્તા અમલ નામું પણ લખે છે. કેટલાક ઓલમાનો આ મત છે. પણ બીજા કેટલાક ઓલમાનો મત છે કે અમલનામું લખનાર ફિરસ્તા બીજા છે અને સંભાળ કરનાર બીજા છે.

શૈતાન તરફનો કે તે એના અમલને બાતેલ કરે ચોથો મલકુલ–મૌત તરફનો કે તે એને અચાનક ગફલતમાં પકડે.× પાંચમો દુન્યા તરફનો કે તેને લીધે એ ધોકામાં પડે અને એને આખેરતથી ભૂલવી દે. છઠ્ઠો અહલ અયાલનો કે તેઓમાં લાગેલો રહે અને તેઓ અલ્લાહની યાદમાં આડે આવે.

હઝરત અલી (રદી) થી રિવાયત છે કે તેવણે કહ્યું, જેણે છ ચીજને ભેગી કરી તેણે જંનતની ઢુંઢને તથા અગ્નિથી બચાવને છોડયા નહી.+ (૧) તેણે અલ્લાહને ઓળખ્યો ફરી તેની બંદગી કરી. (૨) શૈતાનને ઓળખ્યો ફરી તેની નાફરમાની કરી. (૩) આખેરતને ઓળખી ફરી તેની ઢુંઢ કરી. (૪) દુનિયાને ઓળખી ફરી તેને છોડી. (૫) સત્યને ઓળખી તેની પુંઠે લાગ્યો. (૬) બાતેલને ઓળખી તેનાથી કિનારે રહયો.

વળી ફરમાવ્યું કે નેઅમતો છ ચીજો છે. (૧) ઇસ્લામ, (૨) કુરઆન, (૩) મોહમ્મદ રસુલુલ્લાહ, (૪) આફ્રિયત, (૫) પરદા પોશી (૬) લોકોથી બેપરવાઈ.

યહયા બીન મોઆજ રાઝી [રહ] થી રિવાયત છે કે અમલની દલીલ (માર્ગ બતાવનાર) ઈલમ છે. ઇલમનું વાસણ સમજ છે. નેકી તરફ લઈ જનાર અકલ છે. ગુનાહોની સ્વારી ખાહિશ છે. તકબ્બોરી કરનારાઓની ચાદર માલ છે. અને દુન્યા આખેરતનું બજાર છે.

બુઝુરચમહેરે કહ્યું કે છ ખસલતો તમામ દુન્યાની બરાબર છે. (૧) ખાણું હજમ થનાર. (૨) નેક છોકરો. (૩) બાયડી મળતા સ્વભાવની. (૪) મજબુત વાત. (૫) પુરતી અકલ, (૬) તનદુરૂસ્તી.

× અચાનક મૌત્ત આવે, તો ન તૌબા કરી શકે ન લોકોના હક અદા કરી શકે અને ન કંઇ વસીયત કરી શકે.

+ એટલે આ છ વસ્તુના કરવાથી જંનતની શોધ કરી ચૂકયો અને અગ્નિથી બચાવ કરી લીધો.

હસન બસરી (રહ) થી રિવાયત છે જો અબદાલો* ન હોત તો જમીન તથા જે તેમાં છે તે ધસી જાત. અને જો નેક બખતો નહોત તો બદ લોકો હલાક થાત. અને જો ઓલમા ન હોત તો સઘળા લોકો જાનવરો સરખા થાત. અને જો બાદશાહ ન હોત તો લોકો એક બીજાને હલાક કરત. અને અહમકો (બુબકો) નહોત તો દુન્યા ખરાબ થાત. અને જો હવા ન હોત તો દરેક વસ્તુ બદબોદાર થાત.

એક હકીમથી રિવાયત છે કે તેણે કહ્યું, જે કોઈ અલ્લાહથી ડર્યો નહિ તે જીભની લગઝિશ [ સરી પડવા ] થી નહીં બચ્યો. અને જે કોઇ અલ્લાહ પાસે આવવાથી નહીં ડર્યો તેનું દિલ હરામ તથા શુબહથી નહીં છુટયું. અને જે કોઈ મખલુકથી નાઉમેદ નહીં થયો તે લોભથી નહીં બચ્યો. અને જે કોઇ પોતાના કામને સંભાળનાર નહિ થયો તે રિયા (દેખાવ) થી નહિ બચ્યો. અને જે કોઇએ પોતાના દિલની સંભાળ માટે અલ્લાહની મદદ નહીં લીધી તે અદેખાઇથી નહીં બચ્યો. અને જે કોઈએ પોતા કરતાં ઇલમ અમલમાં શ્રેષ્ઠ તરફ નજર નહીં કરી તે ખુદ પસંદીથી નહિ બચ્યો.

હસન બસરી [રહ] થી રિવાયત છે કે તેવણે કહ્યું, દિલની સખતાઇ છ વસ્તુથી છે. (૧) તોબાની આશાએ ગુનાહ કરે. (૨) ઇલમ શીખે અને અમલ નહીં કરે. [૩] જયારે અમલ કરે તો ઇખલાસથી નહીં કરે. (૪) અલ્લાહનું રિજક ખાય અને શુકર નહીં કરે. (૫) અલ્લાહની વહેંચણી ઉપર રાજી નહીં રહે. (૬) મુરદાંઓને દફન કરીને ઇબરત (ધડો) નહીં લે.

વળી તેવણે કહ્યું, જે કોઇએ દુન્યાને ચાહી અને આખેરત છોડીને તેને પસદ કરી તેને અલ્લાહ છ શીક્ષા કરે છે ત્રણ દુન્યામાં અને ત્રણ આખેતરમાં. હવે ત્રણ જે દુન્યામાં છે તે (૧) આશા છે જેનો છેડો નથી. (૨) વધુ લોભ છે જેને માટે

* અબદાલ તે અલ્લાહના મકબુલ બંદા છે, જેમની બરકતથી દુન્યા કાયમ છે. તેઓમાંથી જો કોઈ મરે છે, તો તેની જગ્યા બીજો નીમાય છે.

સંતોષ નથી. (૩) તેને માટે ઈબાદતની મીઠાશ નથી. અને જે આખેતરમાં છે તે (૧) કિયામતનો ડર. (૨) સખત હિસાબ. (૩) લાંબો અફસોસ.

અહનફ બીન કૈસ (રદી) થી રિવાયત છે કે અદેખાને રાહત નથી. જુઠાને મરૂવ્વત નથી. બખીલને હીલો નથી. બાદશાહને વફાદારી નથી. બુરા સ્વભાવવાળાને સરદારી નથી. અને અલ્લાહની તકદીરને કોઈ ફેરવનાર નથી.

એક હકીમને પુછવામાં આવ્યું કે બંદો જ્યારે તોબા કરે છે તો શું તેને જણાય છે કે તેની તોબા કબુલ થઇ અથવા નહીં કબુલ થઇ? તેણે કહ્યું કે હું એ વિષે કંઇ કહી શકતો નથી, પણ તેને માટે નિશાનીયો છે. (૧) તે પોતાને જુએ કે તે ગુનાથી માસુમ નથી. (૨) તે પોતાના દિલમાં છુપી ખુશીને અને દેખીત રીતે ગમ જુએ* (૩) નેક લોકોની નજીક થાય અને બદ લોકોથી દૂર થાય. (૪) દુન્યાના થોડાને ઘણું જુએ અને આખેરતના ઘણા અમલને થોડું (૫) જે ચીજનો અલ્લાહથી જામીન થયો છે તેમાં દિલને લાગેલું રાખે અને જે ચીજનો અલ્લાહ જામીન થયો છે તેથી પોતાના દિલને પરાજું રાખે.÷ (૬) જબાનને સંભાળનાર હંમેશા વિચારનાર તથા હંમેશા ગમ પસતાવો કરનાર થાય.

યહયા બીન મોઆજે (રહ) કહ્યું, માફીની આશાએ ગુનાહોમાં પડતા રહેવું, વગર બંદગી કરે અલ્લાહ તઆલાની નજદીકીની આશા કરવી, દોઝખના બીજથી જંનતની ખેતીની વાટ જોવી.

* એટલે અલ્લાહના અઝાબથી નિડર નહીં થાય બલકે હમેશાં ડરતો રહે.

÷એટલે બંદો જે ચીજનો અલ્લાહથી જામીન થયો છે, તેમાં તેનું દિલ લાગેલું રહે. બંદાને માથે અલ્લાહની તૌહીદ. શિર્ક નહી કરવું. ઇસ્લામ કબુલ કરવું અને સારાં કામ કરવાં છે. તો તેમાં તેનું દિલ લાગેલું રહે. અને જે વસ્તુનો ખોદા જામીન છે તેથી પોતાના દિલને તે પરાજુ તથા બેફીકર રાખે. એટલે દુન્યામાં રિઝક આપવો તંદરસ્તી બખશવી અને આખેરતમાં જંનતમાં દાખલ કરવું. આ વાતોનો અલ્લાહ જામીન છે એથી નચીંત રહે.

ફરમાબરદારો (નેકો) ના ઠેકાણાની ગુનાહો સાથે ઢુંઢ કરવી, વગર કરણીએ બદલાની આશા કરવી. હદથી વધવા છતાં અલ્લાહ પાસે ખોટી આશા કરવી. એ મારી નજીક મોટા ધોકામાં પડવું છે.

શેઅર

યરજુન નજાત વલા યસલોકો મસલકહા
ઈન્નસ સફીનત લા તજરી અલલ યુબસી.+

અહનફ બીન કેસને જ્યારે પૂછવામાં આવ્યું કે કઇ ચીજ બંદાને સારી અપાઇ ? તેણે કહ્યું કે પેદાએશી અક્કલ.* કહેવાયું કે જો તે નહીં હોય તો ? તેણે કહ્યું, સારો અદબ (નેક માર્ગ.) કહેવાયું કે જો તે નહીં હોય તો ? તેણે કહ્યું કે મળતા સ્વભાવનો દોસ્ત. કહેવાયું કે જો તે નહીં હોય તો ? તેણે કહ્યું કે અલ્લાહથી લાગેલું દિલ. કહેવાયું કે જો તે નહીં હોય તો ? તેણે કહ્યું કે ઘણું ચુપ રહેવું. કહેવાયું કે જો તે નહીં હોય તો ? તેણે કહ્યું કે મોત હાજેર.

## સાત સાત ચીજનો અધ્યાય.

અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતના દિવસે સાત શખ્સોને અલ્લાહ પોતાના અરશના સાયા (છાયા) માં રાખશે, જે દિવસે તેના છાયા વગર કોઇ છાયા

---

+ એના અર્થ કવિતામાં

રખે ઉમેદ નજાત ઔર ન ઉસકી રાહ ચલે.
કહીં ભી ખુશકી મેં કિશતી કભી નિબાહ ચલે.

બીજા કવિએ કહ્યું.

દિલ મેં તો હૈ તુમ્હારે તમન્ના નજાત કી
પર ઉસકી રાહ મેં નહીં રખતે કદમ કભી.
કયુંકર નજાત પાઓ તુમ ઈનિસાફ તો કરો.
ખુશકી મેં ભી કભી કોઈ કિશતી રવાં હુઈ.

* પેદાએશી અક્કલના આ અર્થ છે કે અલ્લાહે તેની પેદાએશમાં અકકલ રાખી હોય આ અકકલ ઘણી સારી થાય છે.

નથી. (૧) આદેલ હાકેમ, (૨) જુવાન જે ઇબાદતમાં ઉછર્યો હોય. (૩) તે પુરૂષ કે જેણે એકાંતમાં અલ્લાહની યાદ કરી ફરી તેની આંખો અલ્લાહ તઆલાના ડરથી વહી પડી. (૪) તે પુરૂષ કે જેનું દિલ મસજીદમાં આવતાં સુધી મસજીદ સાથે લાગેલું હોય+ (૫) તે પુરૂષ કે જેણે કંઇ સદકો કર્યો હોય, પણ તેના ડાબા હાથે જાણ્યું નહીં કે જમણા હાથે શું કર્યું. (૬) તે બે પુરૂષો કે જેઓએ અલ્લાહને માટે દોસ્તી કરી. (૭) તે પુરૂષ કે જેને એક ખુબસૂરત સ્ત્રીએ પોતાની તરફ બોલાવ્યો, પણ તેણે નકાર કર્યો અને કહ્યું, હું અલ્લાહ તઆલાથી ડરૂં છું.

હજરત અબુ બકર સિદ્દીકે (રદી) ફરમાવ્યું કે બખીલ આ સાત વાતથી કોરો નથી. (૧) કાં તો તે મરે ફરી તેનો વારેસ એવો નીકળે કે તેના માલને ઉડાવે અને ખોદાએ નહીં હુકમ કર્યો એવી જગ્યામાં ખરચ કરે, (૨) અથવા અલ્લાહ તેના ઉપર એવો હાકેમ નીમે કે જે જુલમ કરનાર હોય, ફરી તે તેને હલકો કરીને તેનો માલ લઇ લે, અથવા તેની શહવત જોર કરે કે તેના માલને બગાડે, (૪) અથવા મકાન બનાવવાની કે પડેલી જગ્યામાં ઇમારતની તેને સુજ પડે, જેમાં તેનો માલ જતો રહે.× (૫) અથવા દુન્યાની મોસીબતોમાંથી કોઈ મુસીબત જેમકે ડુબવું, બળવું ચોરાવું વગેરે તેને પહોંચે. (૬) ,અથવા તેને હમેશની કોઇ બીમારી લાગે જેથી તે પોતાનો માલ તેના ઇલાજમાં ખરચ કરે (૭) અથવા તો તે પોતાના માલને કોઈ જગ્યાએ દાટે અને ફરી તે જગ્યા ભુલી જાય અને તે મળે નહીં.

હજરત ઉમરે [રદી] કહ્યું છે કે જેની હસી વધારે હોય તેની હેબત ઓછી થાય. અને જે લોકોની હલકાઇ કરે તેથી

+ એટલે નમાઝ પઢીને મસજીદથી ઘેર આવ્યો પણ તેનું દિલ મસજીદમાં લાગેલું છે કે કયારે બાંગ થાય કે હું મસજીદમાં જાઉં અને નમાઝ પઢું.

× એટલે વગર જરૂરે મકાન બનાવવું અથવા વેરાન ઝમીન ઉપર આબાદી કરવી એ માલનો નાશ કરવો છે.

તેની હલકાઈ થાય. અને જે કોઇ વસ્તુ ઘણી કરે તેથી તેની ઓલખાણ થાય.÷ અને જેની વાત વધારે તેની બેહુદાપણું ઘણું, અને જેનું બેહુદાપણું ઘણું તેને શરમ ઓછી થાય. અને જેને શરમ ઓછી થાય તેની પરહેઝગારી ઓછી. અને જેની પરહેઝગારી ઓછી તેનું દિલ મરે છે.

હજરત ઉસમાન (રદી) થી રિવાયત છે કે તેવણે અલ્લાહુ તઆલાના કોલ **"વકાન તહતહુ કન્ઝુલ લહોમા કાન વ અબૂહોમા સાલેહા"** ની તફસીરમાં કહ્યું કે કન્ઝની મતલબ એક સોનાની તખતી છે જેના ઉપર સાત સતરો * લખાઈ હતી. એકમાં જે શખ્સ મૌતને ઓળખે છે છતાં તે હસે છે તેથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ દુન્યાને નાશવંતી ઓળખે છતાં તેની ખાહિશ કરે તેથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ જાણે છે કે સઘળા કામ તકદીરથી છે છતાં તે કોઈ ચીજના જતા રહેવાથી ગમ કરે છે તેથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ હિસાબને જાણે છે છતાં તે માલ ભેગો કરે છે તેનાથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ અગ્નિને ઓળખે છે છતાં તે ગુનો કરે છે તેનાથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ ખાતરીથી અલ્લાહને ઓળખે છે છતાં તે બીજાની યાદ કરે છે

---

÷ એટલે જે માણસ કોઇ ચીજમાં વધે છે તો તે ચીજની સાથે પ્રખ્યાત થાય છે. જેમકે હજરત અબુ બકર સાચ (સત્ય, સિદક) માં વધવાથી સિદ્દીક અકબરના નામથી પ્રખ્યાત થયા. અને હજરત ઓમરે ખરા ખોટામાં સારી રીતે જુદાઈ કરવાથી ફારૂક (જૂદાઇ કરનાર) નો લકબ મેળવ્યો. એજ તોલ પર.

* સાત લીટી હતી એક એક લીટીમાં એક એક વાત લખાયલી હતી પણ એ વાતની ગણતરી થઈ તો આઠ થઈ. તો કદાપી એક લીટીમાં બે વાત લખાઇ હશે. અથવા કોપી કરનારની ચુકથી એક વાત વધુ લખાઈ હશે અથવા સાતનો શબ્દ ભૂલથી લખાયો હશે અને ત્યાં શબ્દ આઠનો હશે. એટલે આઠ લીટી હતી. જો એમ હોય તો આ હદીસ આગલ અધ્યાયની થઈ.

(બીજાથી મદદ માંગે છે)* તેનાથી હું તાજુબ કરૂં છું. જે શખ્સ જનંતને ખાતરીથી ઓળખે છે છતાં તે દુન્યાની રાહતમાં સંતોષ પકડે છે તેનાથી હું તાજુબ કરૂં છું. અને જે શખ્સ શૈતાનને પોતાનો દુશ્મન જાણે છે ફરી તેની તાબેદારી કરે છે તેનાથી આશ્ચર્ય પામું છું.

હજરત અલી (રદી) ને પૂછાયું કે (૧) આસમાનથી કઈ ચીજ ઘણી ભારે છે? (૨) જમીનથી કઈ ચીજ ઘણી ચોડી છે? (૩) દરિયાથી કઇ ચીજ ઘણી તવંગર છે? (૪) પત્થરથી કઇ ચીજ ઘણી સખ્ત છે? (૫) અગ્નિથી કઈ ચીજ ઘણી ગરમ છે? (૬) ઝમહરીરથી+ કઈ ચીજ ઘણી ઠંડી છે? અને (૭) ઝેરથી કઇ ચીજ ઘણી કડવી છે? હજરત અલીએ (રદી) ઉત્તર આપ્યો કે લોકોને તોહમત આપવી એ આસમાનથી ઘણી ભારે છે. અને સત્ય (હક વાત) એ જમીનથી વધુ કોશાદા છે. અને સંતોષ પકડનારનું દિલ દરિયાથી ઘણું તવંગર છે. અને મોનાફિકનું દિલ એ પત્થરથી વધુ સખ્ત છે. અને જુલમકાર બાદશાહ એ અગ્નિથી વધુ ગરમ છે. [૧] અને બખીલ તરફ પોતાની હાજત લઈ જવી એ ઝમહરીરથી ઘણી ઠંડી છે. અને સબર કરવો એ ઝેરથી વધુ કડવો છે. અને એમ પણ કહેવાયું છે કે ચાડી ખાવી એ ઝેરથી વધુ કડવી છે.

---

* એટલે જે શખ્સ જાણે છે કે અલ્લાહ દરેક ચીજપર શક્તિમાન છે. અમારી દરેક હાજત જાણે છે. તે દયાળુ રહમ કરનાર છે બખશીશ કરનાર છે. છતાં ખોદા સિવાય બીજાઓથી હાજત માંગે તેપર તાજૂબ છે. કોઇ કવિએ કહ્યું છે "વોહ કયા શૈ હૈ જો નહીં હોતી ખુદાસે* જીસે તુમ માંગતે હો અવલેયા સે" ગુ. મો.

+ ઝમહરી ઠંડી હવાને કહે છે જેમાં ઠાઠર હોય છે.

૧ જાલિમ બાદશાહ અગ્નિથી વધુ ગરમ છે. કેમકે તે એક દમમાં મખલુકને બાળી મૂકે છે. તથા અગ્નિથી બચાવ કરવો સહેલો છે પણ એનાથી બચાવ મુશકેલ છે.

હજરત નબીએ (સલ) ફરમાવ્યું કે દુન્યા જેનું ઘર ન હોય તેનું તે ઘર છે. અને જેનો માલ ન હોય તેનો એ માલ છે. અને જેને બુધ્ધિ નહોય તે એને ભેગી કરેછે. અને જેને સમજ નહોય તે એની શહવતમાં લાગે છે. અને જેને ઇલમ નહોય તે એની પુઠે લાગે છે. અને જેને હોશીયારી નહોય તે એને માટે અદેખાઇ કરે છે. અને જેને યકીન ન હોય તે એને માટે કોશીશ કરે છે.

જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જીબરઇલ (અલે) મને હંમેશ પાડોસી માટે આજ્ઞા કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે તે તેને વારેસ ઠેરવશે. અને હંમેશ મને સ્ત્રીઓ વિષે આજ્ઞા કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે તે તેઓની તલાકને હરામ કરશે. અને હંમેશ મને ગુલામો વિષે નસીહત કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે તેવણુ તેઓ માટે એક વખત ઠેરવી તેમાં તેઓને આઝાદ કરશે. અને હંમેશ મને મિસવાક (દાતણ) વિષે આજ્ઞા કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે તે ફરજ છે. અને હંમેશ મને જમાઅતથી નમાઝ પઢવા વિષે કહેતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે જમાઅત વગરની નમાઝને અલ્લાહ તઆલા કબૂલ કરશે નહીં. અને હંમેશ મને રાતના ઉઠવાની નસીહત કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે રાતમાં સુવાનું નથી. અને હંમેશ મને અલ્લાહની યાદની વસીયત કરતા રહ્યા તે એટલા સુધી કે મેં ધાર્યું કે દરેક વાત જીકર સાથેજ લાભકારક છે.

હજરત નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે સાત માણસો તરફ અલ્લાહ કેયામતના દિવસે જોશે નહીં અને તેઓને પાક કરશે નહીં અને તેઓને દોઝખમાં નાંખશે. (૧)લોંડા બાજી કરનાર તથા કરાવનાર. (૨) હાથથી વીર્ય કાઢનાર. (૩) ચોપગાથી વ્યભિચાર કરનાર. (૪) સ્ત્રીને પાછલે માર્ગે બદફેલી કરનાર. (૫)

એક સ્ત્રીને તથા તેની છોકરીને ભેગી રાખનાર. (૬) પાડોસીની બાયડીથી ઝિના કરનાર અને (૭) પડોસીને દુઃખ આપનાર તે એટલાં સુધી કે તે તેના પર લાનત કરે *

હજરત નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે અલ્લાહના માર્ગમાં મરાયલા સિવાય શહીદો સાત છે. (૧) પેટ ચાલેલો શહીદ છે. ÷ (૨) ડુબેલો શહીદ છે. (૩) જાતુલ જન્બ (પાંસળીના દરદ) વાળો શહીદ છે. (૪) પ્લેગવાળો શહીદ છે. (૫) બળેલો શહીદ છે. (૬) દબાઇને નીચે મરનાર શહીદ છે. (૭) જે સ્ત્રી જણુતી વેળા મરે તે શહીદ છે.[1]

ઇબને અબ્બાસ (રદી)થી રિવાયાત છે, અકલવાળાને યોગ્ય છે કે તે સાત વાતોને સાત વાતો કરતાં પસંદ કરે (૧)ફકીરીને તવંગરી કરતાં (૨)જીલ્લતને ઇજ્જત કરતાં× (૩) તવાજો (નમ્રતા) ને તકબ્બોરી (ગરૂર) કરતાં (૪) ભૂખને પેટ ભરવા કરતાં (૫) ગમને ખોશી કરતાં (૬)ઘટેલાને ચઢેલા કરતાં (૭)મોતને જીંદગી કરતાં.

* જે પુરૂપ બીજા પુરૂપથી બદફેલી કરશે તો કરનાર તથા કરાવનાર બંનેને અજાબ થશે. અને જે કોઇ કોઇ સ્ત્રીને તથા તેની છોકરીને ઘરમાં રાખશે એટલે બંનેને સાથે બાયડી બનાવશે તેને પણ અજાબ થશે. એક બાયડીને નિકાહમાં લાવ્યા પછી તેની માની સાથે કદી પણ નિકાહ દુરૂસ્ત નથી. એવીજ તરેહ એક બાયડીને બાયડીપણામાં રાખ્યા પછી કદી પણ તેની છોકરીથી નિકાહ દુરૂસ્ત નથી. ગુ. મો.

÷ એટલે જેને દસ્ત ઝાડા થયા કરતા હોય ને તેથી તે મરે તો તે પણ શહીદ છે.

૧ મોટા મરતબાવાળો શહીદ તો તેજ છે કે જે કાફેરોની લડાઇમાં મરાયો હોય. અને આ લોકોને હજરતે શહીદ કહ્યા એટલે એઓને પણ શહીદનો સવાબ મળશે પણ શહીદે અકબર તેજ છે.

× એટલે દુન્યાની જીલ્લતને તેની ઇજ્જત પર અને આખેરતના ગમ્મને દુન્યાની ખુશીપર.

## આઠ આઠ ચીજનો અધ્યાય.

હજરત નબીએ (સલ) ફરમાવ્યું કે આઠ વસ્તુ આઠ વસ્તુથી ધરાતી નથી. આંખ નીહાળવાથી, (૨) પૃથ્વી વરસાદથી (૩) માદા નરથી, (૪) આલિમ ઈલમથી, (૫) માગનાર માગવાથી (૬) લોભી ભેગું કરવાથી, (૭) દરિયા પાણીથી, (૮) અગ્નિ બળતણથી.

હજરત અબુ બકર સિદ્દીક (રદી)થી રિવાયત છે કે આઠ ચીજો આઠ ચીજો માટે શોભા શણગાર છે, (૧) પાકદામની (અથવા પરહેઝગારી) ફકીરીની ઝીનત છે. (૨) શુકર નઅમતની ઝીનત છે. (૩) સબર બલાની ઝીનત છે. (૪) હિલમ ઇલમની ઝીનત છે. (૫) આજેઝી શીખનારની* ઝીનત છે, (૬) ઘણું રડવું ખોદાના ખોફની ઝીનત છે. (૭) એહસાન નહીં મૂકવું એહસાનની ઝીનત છે. (૮) ખોશુઅ (આજેઝી) નમાઝની ઝીનત છે.

હજરત ઓમરે (રદી) કહ્યું કે જે શખ્સ ફૂજુલ વાતને તજે તેને હિકમત (દાનાઈ) મળે. અને જે નકામી નજર કરવાને છોડે તેને દિલની આજેઝી અપાય. અને જે ઘણું ખાવાને છોડે તેને ઇબાદતની લજ્જત અપાય. અને જે નકામા હસવાને છોડે તેને હૈબત અપાય. અને જે દિલલગીને છોડે તેને રોશની મળે. અને જે દુન્યાની મોહબ્બત છોડે તેને આખેરતની મોહબ્બત અપાય. અને જે બીજાની એબોમાં લાગવાને છોડે તેને પોતાની એબ સૂધારવું અપાય. અને જે અલ્લાહની કૈફીયતની ઢુંઢ છોડે તેને નિફાકથી છુટકારો (અથવા અણગમો) અપાય.

હજરત ઉસમાન (રદી) થી રિવાયત છે કે તેવણે કહ્યું કે આરેફોની આઠ નિશાની છે. તેનું દિલ ખોદાના ખોફ તથા આશાની

* એટલે શીખનારને આજેઝી કરવી જોઇએ. ત્યારે તેને ઇલિમ મળે છે પણ જો મોટાઇ કરશે તો અભાગ્ય રહેશે. જેમકે કોઇએ કહ્યું છે "હરકે ખુદરા દીદ ઉ મહરૂમ શુદ" (જેણે પોતાને જોયો કે હું પણ કંઇ છું તે અભાગ્ય થયો.)

સાથે હોય છે. તેની જીભ હમ્દ તથા સનાની સાથે હોય છે, તેની બંને આંખો લાજ તથા રડવાની સાથે હોય છે, તેનો ઇરાદો છોડવાની તથા રજાની સાથે હોય છે. એટલે દુન્યા છોડવાની તથા ખાલિકની ખુશી ઢુંઢવાની સાથે હોય છે.

હજરત અલી (રદી) થી રિવાયત છે કે જે નમાઝમાં ખોશુઅ (આજેઝી) ન હોય તેમાં કંઈ બેહતરી નથી. અને જે રોઝામાં નકામી વાતોથી રોકાવું નથી,× તેમાં કંઇ બેહતરી નથી. અને જે કેરાઅતમાં વિચાર ન હોય* તેમાં કંઇ બેહતરી નથી. અને જે ઇલમમાં પરહેઝગારી નથી તેમાં કંઇ બેહતરી નથી. અને જે માલમાં સખાવત નથી તેમાં કંઇ બેહતરી નથી. અને જે ભાઇ પણામાં સંભાળ÷ નથી તેમાં કંઇ બેહતરી નથી. અને જે નેઅમત બાકી રહેનાર નથી તેમાં બેહતરી નથી. અને જે દોઆમાં ઈખલાસ નથી તેમાં બેહતરી નથી.

## નવ નવ ચીજનો અધ્યાય.

હજરત નબીએ (સલ) ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મૂસા બીન ઇમિરાન (અલે) તરફ તૌરાતમાં વહી કરી કે ગુનાહોનાં મૂળ ત્રણ છે (૧) તકબ્બોરી, (૨) અદેખાઈ, (૩) લોભ. પૂરી તેથી છ વસ્તુ નીકળી છે. તો નવ થઈ. તે છ માંની (૧) ઘણું ખાવું,

× એટલે જે રોઝાના રાખવાથી બેહુદા વાતોથી રોકાયો નહીં તો તે રોઝો ઠીક નથી. કેમકે નફસની સરકશી હજી બાકી રહી છે.

* કેરાઅતમાં વિચાર તેના અર્થ તથા તરજુમો જાણવાથી થાય છે. તો વગર સમજે કેરાઅત પઢવાથી મુળ લાભ મળતો નથી. ગુ. મો.

÷ એટલે જે ભાઈ બન્દીમાં એક બીજાના મરતબાની સંભાળ નહીં રખાઈ તેમાં કંઇ બેહતરી નથી. કેટલાક લોકોને પોતાના દોસ્તોમાં સાલા સસરા વગેરે શબ્દોથી બોલવાની ટેવ પડી જાય છે એ ઘણી ખરાબ આદત છે. જ્યારે એ શબ્દો દુશ્મનો ઉપર વાપરવા ઠીક નથી તે દોસ્ત ઉપર વાપરવા ઘણાજ બુરા થયા. ગુ. મો.

(૨) ઊંઘ, (૩) આરામ લેવો, (૪) માલની મોહબ્બત, (૫) સારૂં કહેવાડવાની મોહબ્બત, (૬) હોકુમતની મોહબ્બત.

હજરત અબુ બકર સિદ્દીકે (રદી) કહ્યું કે ઇબાદત કરનાર ત્રણ પ્રકારના છે. અને દરેક પ્રકાર ત્રણ નિશાનીયોથી ઓળખાય છે. (૧) અલ્લાહના ડરને લીધે તેની ઇબાદત કરે છે. (૨) અલ્લાહની આશાને લીધે તેની ઈબાદત કરે છે. (૩) અલ્લાહની મોહબ્બતની રૂએ તેની બંદગી કરે છે. હવે પહેલી માટે ત્રણ નિશાની છે. (૧) પોતાને નાચીજ જાણે. (૨) પોતાની નેકીયોને થોડી જાણે. (૩) પોતાની બદીયોને ઘણી જાણે. અને બીજી તરેહ માટે ત્રણ નિશાની છે. (૧) સઘળી હાલતોમાં (નેકીયોમાં) તે લોકોનો આગેવાન થાય. (૨) દુન્યામાં સર્વ લોકોથી માલમાં વધુ સખી થાય. (૩) તમામ મખલૂકથી અલ્લાહની સાથે સારો ગુમાન રાખનાર થાય. અને ત્રીજી માટે ત્રણ નિશાની છે. (૧) જે ચીજ પસંદ હોય તે આપે અને તેનો પરવરદિગાર રાજી રહેવા પછી કોઈ ચીજની પરવા કરે નહીં. (૨) પોતાના પરવરદિગારના રાજી રહેવા પછી પોતાના જીવને નાખુશ કરીને અમલ કરે. (૩) દરેક હાલતમાં પોતાના માલિકની સાથે થાય તેના હુકમમાં તથા તેની મનાઇ કરવામાં.

હજરત ઓમરે (રદી) કહ્યું કે શૈતાનની ઓલાદ નવ છે. (૧) ઝલીતુન, (૨) વસીન, (૩) લકૂસ, (૪) અઅવાન, (૫) હફ્ફાફ, (૬) મુર્રહ, (૭) મોસવ્વેત, (૮) દાસિમ, (૯) વલહાન. હવે ઝલીતુન તે બજારોવાળો છે તેમાં પોતાનો ઝુંડો ખડો કરે છે. અને વસીન તે મુસીબતો (વીપત્તીઓ) વાળો છે. અને અઅવાન તે બાદશાહનો સાથી છે. અને હફ્ફાફ તે શરાબવાળો છે. અને મુર્રહ તે મઝામીર (વાજા) વાળો છે, અને લકૂસ તે મજૂસીનો સાથી છે. અને મોસવ્વેત તે ખબરોવાળો છે, તે ખબરોને લોકોના મોમાં નાખે છે. અને જુઓ તો તેનો કશો પાયો નથી. અને દાસિમ તે ઘરવાળો છે. જ્યારે કોઈ પુરૂષ ઘરમાં જાય અને સલામ

નહીં કરે તથા અલ્લાહનું નામ નહીં લે, તો તે તેઓમાં લડાઇ નાખે છે. તે એટલા સુધી કે તલાક, ખુલઅ ÷ તથા મારપીટ થાય છે, અને વલહાન તે વોઝુ, નમાઝ અને બીજી બંદગીમાં વસવસો નાખે છે.

હજરત ઉસમાને (રદી) કહ્યું કે જે શખ્સ પંચ વખતા નમાઝોની તેના વખતોમાં સંભાળ રાખશે (પઢયા કરશે) અને તેના ઉપર હંમેશગી કરશે તો અલ્લાહ તેને નવ બુઝુરગી આપશે. (૧) અલ્લાહ તેનાથી મોહબ્બત રાખશે. (૨) તેનું બદન તંદુરૂસ્ત રહેશે. (૩) ફિરસ્તા તેની સંભાળ કરશે. (૪) તેના ઘરમાં બરકત ઉતરશે. તેના મોં ઉપર નેક બખ્તોની નિશાની પ્રગટ થશે, (૬) અલ્લાહ તેના દિલને નરમ કરશે. (૭) ચમકતી વીજળીની જેમ તે પુલસિરાત ઉપરથી જશે. (૮) અલ્લાહ તેને અગ્નિથી છોડવશે. (૯) અલ્લાહ તેને તે લોકોની પાડોશમાં રાખશે કે જેઓને ન ખોફ છે અને ન ડર.*

હજરત અલી (રદી)થી રિવાયત છે કે રડવું ત્રણ તરેહનું થાય છે. તેમાંનું એક અલ્લાહ તઆલાના અઝાબના ડરથી છે. અને બીજું ગુસ્સાના ડરથી. અને ત્રીજું જુદાઈના ડરથી. હવે પેહેલું રડવું તે ગુનાહોનો કફ્ફારો છે. અને બીજું તે એબોથી પાક થવું છે. અને ત્રીજું તે દોસ્તની ખુશીની સાથે દોસ્તી રાખવી છે. અને ગુનાહનો કફ્ફારો થવાનું ફળ અઝાબોથી છુટકારો છે. અને એબોથી પાક થવાનું ફળ હંમેશાની નેઅમત તથા બોલંદ મરતબા છે. અને મહબૂબની ખુશીની દોસ્તી તે અલ્લાહ તઆલાના ખુશ હોવાની સાથે તેના દીદારની, ફિરશતાઓની મુલાકાતની તથા વધુ બુઝુરગીની બશારત છે.

÷ ખાવિન્દ ઓરતને છોડે એનું નામ તલાક અને ઓરત ખાવિન્દને કંઈ આપવાનું કહી તેને રાજી કરી જુદી પડે તેનું નામ ખોલઅ છે. અણબનાવથી આ મામલા બને છે.

* એટલે નબીઓ, શોહદા, સિદ્દીકીન અને સારા માણસોના પાડોશમાં રહેશે. ગુ. મો.

## દશ દશ ચીજનો અધ્યાય.

રસૂલુલ્લાહે ફરમાવ્યું કે :તમો દાતણ કરવાને લાજેમ (અગત્યનું) જાણો. કેમકે તેમાં દસ ફાયદા છે. (૧) મોંને સાફ કરે છે. (૨) પરવરદિગાર રાજી થાય છે, (૩) શૈતાન ગુસ્સે થાય છે. (૪) રહમાન તથા નિગહબાની કરનાર ફિરશતા તેની મોહબ્બત કરે છે. (૫) અવાળાને મજબૂત કરે છે. (૬) બલગમ કાપે છે. (૭) મોંની બો સારી કરે છે. (૮) પીતને ઠંડા પાડે છે. (૯) આંખોમાં રોશની આપે છે. (૧૦) મોંની બદબો દુર કરે છે. અને તે સુંનત છે. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે વગર દાતણની નમાઝથી દાતણ સાથેની નમાઝ સિત્તેર દરજ્જા ચઢતી છે.

હજરત અબુ બકર સિદ્દીકે (રદી) કહ્યું કે કોઇપણ બંદાને અલ્લાહે દશ વાતો આપી તે આફતોથી તથા સઘળી મુસીબતોથી છુટયો, અને તે મોકર્રબીનના દરજ્જામાં થયો, અને તેણે મુત્ત-કીઓની પદવી મેળવી. તેમાંની (૧) હંમેશ સાચું બોલવું તેની સાથે દિલને સંતોષ હોય, (૨) પૂરતો સબર તેની સાથે હંમેશનો શુકર હોય, [૩] હંમેશની ફકીરી તેની સાથે ઝોહદ હાજર હોય, (૪) હંમેશા ફિકર તેની સાથે પેટ ભૂખ્યું હોય. [૫] હંમેશાં ગમ તેની સાથે ડર લાગેલો હોય, [૬] હંમેશાં કોશીષ તેની સાથે બદન તવાજો કરનાર હોય. (૭) હંમેશાં નરમી તેની સાથે મહે-રબાની હાજેર હોય. (૮) શરમની સાથે હંમેશાં મોહબ્બત હોય, (૯) લાભકારક ઇલમ તેની સાથે બુરદોબારી (હિલમ) હંમેશ હોય. (૧૦) હંમેશ ઇમાન તેની સાથે અક્કલ કાયમ હોય.

હજરત ઓમરે (રદી) કહ્યું, દશ વાતો દશ વાતો વગર સુધરતી નથી. (૧) અક્કલ પરહેઝગારી વગર. [૨] બુજુરગી ઇલમ વિના. (૩) છુટકારો ખોફ વગર (૪) બાદશાહી અદલ વગર [૫] હસબ અદબ વગર ÷ (૬) ખુશી અમન વગર

÷ એટલે ખાનદાની હોય પણ બેઅદબ હોય તો તેનું ખાનદાનીપણું તેને શોભતું નથી. રસુલુલ્લાહની તાબેદારી કરનાર સૈયદનેજ માન છે. વગર તાબેદારીએ જરાએ માન નથી જો કે તે ગાદીવાળો હોય. ગુ. મો.

(૭) તવંગરી સખાવત વગર (૯) ફકીરી સંતોષ વગર (૯) ઉંચો મરતબો નમનતાઈ વગર (૧૦) જેહાદ વગર તોફીકે (બંદોબસ્ત કરે)×

હજરત ઉસમાને (રદી) કહ્યું, દશ વસ્તુ ઘણી નાશ થનારી છે. (૧) આલીમ જેનાથી મસલા પુછાય નહીં. (૨) ઇલમ જે પર અમલ થાય નહીં. [૩] ઠીક મત જે કબૂલ થાય નહીં. (૪) હથિયાર જે વપરાય નહીં. [૫] મસજીદ જેમાં નમાઝ પઢાય નહીં.* (૬) કુરઆન જેમાં કેરાઅત થાય નહીં, (૭) માલ જે ખરચાય નહીં. [૮] ઘોડા જે પર સ્વારી થાય નહીં. (૯) દરવેશીનો ઇલમ દુન્યા ઇચ્છનારના પેટમાં (૧૦) લાંબી ઉમર જેમાં સફર માટે ભાથું તૈયાર થાય નહીં.

હજરત અલીએ (રદી) કહ્યું, ઇલમ સારો વારસો છે, અને અદબ સારો ધંધો છે. અને પરહેઝગારી સારૂં ભાથું છે. અને ઇબાદત સારી પુંજી છે. અને નેક અમલ સારો દોરનાર છે.+ અને નેક સ્વભાવ સારો સાથી છે. અને હિલમ સારો વઝીર છે. અને સંતોષ સારી તવંગરી છે. અને તોફીક સારી મદદ છે. અને મૌત સારી શીખામણ આપનાર છે.

હજરતે (સલ) ફરમાવ્યું કે આ ઉમ્મતના દશ માણસો અલ્લાહ અજીમના કુફર કરનાર છે અને જુઓ તો તેઓ ધારે છે કે મુમિન છીએ. (૧) નાહક કતલ કરનાર, [૨] જાદુગર, (૩)

---

× એટલે જેહાદ વગર તોફીકે ઠીક થતો નથી. અને તોફીકનો અર્થ અસબાબ, સામાન તૈયાર કરવાં છે તો વગર અસબાબે જેહાદ થવો અસંભવિત છે.

* ગમે તેવી મસજીદને શણગારી હોય પણ તેની ઝીનત નમાઝી માણસોથીજ છે. જો નમાઝ નહીં પઢાય તો તે નાશ થવા સરખી છે. અને તે શણગાર નકામો છે. ગુ. મો.

+ એટલે નેક કામ ખોદા તથા જંનત તરફ ખેંચનાર છે. નેકી કીધાથી દિલમાં નુર ઉત્પન્ન થાય છે. અને બીજા નેક કામો કરવાનું સૂઝે છે જેથી તે ખેંચનાર ગણાયુ ગુ. મો.

દૈયુસ જેને પોતાના ઘરવાળા ઉપર ગેરત ન હોય* (૪) ઝકાત નહીં આપનાર, (૫) દારૂ પીનાર, [૬] હજ વાજેબ થઇ હોય છતાં હજ નહીં કરનાર, (૭) ફિતનામાં કોશીષ કરનાર, (૮)હરબીઓને +હથિયાર વેચનાર (૯)સ્ત્રીને પાછલે માર્ગે સંભોગ કરનાર, (૧૦)જીરહેમ મહરમ વાળીથી નીકાહ કરનાર જો આ કામોને હલાલ જાણે તો તેણે કુફ્ર કર્યું.÷

હજરત નબી સાહેબે [સલ] ફરમાવ્યું કે જયાં સુધી બંદો પુગનારો થાય નહીં ત્યાં સુધી તે આસમાનમાં કે જમીનમાં મુમિન થાય નહીં અને જયાં સુધી મુસલમાન થાય નહીં ત્યાં સુધી પુગનારો થાય નહીં. અને જયાં સુધી તેના હાથથી અને ઝબાનથી લોકો બચે નહીં ત્યાં સુધી તે મુસલમાન થાય નહીં. અને જયાં સુધી આલિમ થાય નહીં ત્યાં સુધી બચાવનાર થાય નહીં. અને જયાં સુધી ઈલમ ઉપર અમલ કરનાર થાય નહીં ત્યાં સુધી આલિમ થાય નહીં. અને જયાં સુધી ઝાહિદ થાય નહીં ત્યાં સુધી ઇલમ ઉપર અમલ કરનાર થાય નહીં. અને જયાં સુધી પરહેઝગાર થાય નહીં ત્યાં સુધી ઝાહિદ થાય નહીં. અને જયાં સુધી તવાજો કરનાર થાય નહીં ત્યાં સુધી પરહેઝગાર થાય નહીં. અને જયાં સુધી પોતાને ઓળખનાર થાય નહીં તવાજો કરનાર થાય નહીં. અને જયાં સુધી વાત સમજનારો થાય નહીં ત્યાં સુધી પોતાને ઓળખનાર થાય નહીં.

* એટલે જેને પોતાની બીબી ઉપર ગેરત ન હોય પારકાઓથી વગર પરદે મુલાકાત કરતાં રોકતો ન હોય. તથા પારકાઓ સાથે હસવા બોલવાથી નહીં રોકે અથવા તેઓની હાથ દરાજી ચુમા વગેરેથી સંભાળ નહીં કરે.

+અહલે હરબ તે લોકોને કહેછે કે જે મુસલમાનોનો મુકાબલો કરે.

÷ એટલે જો આ કામોને હલાલ જાણે તથા તેના કરવામાં દિલમાં કંઇ ડર નહીં રાખે, તો તે શખ્સ કાફિર થયો. જો કે તે જાહેરમા મુસલમાન કહેવડાવતો હોય.

કહેવાયું છે કે યહયા બીન મોઆજ રાઝીએ (રહ) એક ફકીહને દુન્યાની ખાહેશ કરતો જોયો તો કહ્યું, એ ઈલમ તથા સુંનતવાળા તમારા મકેલો કૈસર જેવા છે, અને તમારા ઘરો કિસરા સરખાં છે. અને તમારાં ઠેકાણું કારૂન જેવાં છે. અને તમારા દરવાજા તાલુત જેવા છે. અને તમારાં કપડાં જાલૂત જેવાં છે. અને તમારો મજહબ શેતાન જેવો છે. અને તમારો અસબાબ સરકશી કરનાર જેવો છે. અને તમારી હોકુમત ફિર-ઓન જેવી છે. અને તમારા કાઝીઓ દુન્યાદાર લાંચ લેનાર ખોટા છે, અને તમારૂં મોત જાહેલીયતના વખત સરખું છે, તો તરીકે મોહમ્મદીયા કયાં છે? અને કહ્યું.

**શેઅરો.**

ઐયોહલ મોનાજી રબ્બહૂ બે અનવાઈલિ કલામી.
વત્તાલેબો મસકનહુ ફી દારિસ સલામી.
વલ મોતસવ્વેફો લિ-તૌબતે આમમબઅદ આમિન
વમા અરાક મુન્સેફ્લ લે નફ્સેક બૈનલ અનામી.
ઈન્નક લવ રાફ્કત યવમક યા ગાફેલો બિસ્સેયામી
વ અહુયૈત તુલ લૈલેક બિલ કેયામી.
વકતસરત બિલ કલીલે મિનલ માએ વ-તઆમી
લકુન્ત અહરા અન તનાલા શરફલ મકામી
વલ કરામતલ અજીમત મિર રબ્બિલ અનામી
વર રિદ્દવાનલ અકબર મિન જીલ જલાલે વલ ઈકરામી*

* અર્થ—એ તરેહ તરેહની વાતોથી પોતાના પરવરદિગારને પોકારનાર અને દારૂસ સલામ (જંનત)માં પોતાનું ઠેકાણું ઢુંઢનાર, અને આ વર્ષે નહીં પેલે વર્ષે તોબ્બા માટે ઢીલ કરનાર, હું તને લોકોમાં પોતાના જીવ માટે ઇનસાફ કરનાર જોતો નથી. ઓગફલત કરનાર ખચીત જો તું રોઝાની સાથે તારા દિવસની સંગત કરે અને તારી રાતને ઉભા રહેવાથી (નમાઝથી) જાગતી રાખે અને થોડા ખાણા ઉપર તું બસ કરે જરૂર તું ઉંચી પદવી મેળવવાને, પરવરદિગાર તરફના મોટા માનને, અલ્લાહની મોટી રઝામંન્દીને લાયક થશે. ગુા. મો.

એક હકીમે કહ્યું, કે દશ વાતોને અલ્લાહ સુબહાનહુ તઆલા દશ શખ્સોથી ઘણી ના પસંદ રાખે છે. [૧] બખીલી તવંગરોથી, (૨) તકબ્બોરી ફકીરોથી, (૩) લોભ ઓલમાથી, (૪) ઓછી શરમ સ્ત્રીઓથી, (૫) દુન્યાની મોહબ્બત ઘરડાઓથી, (૬) સુસતી જુવાનોથી, (૭) જુલમ બાદશાહથી, (૮) નાહિમ્મતી ગાઝીયોથી, [૯] ખુદ પસંદી (અહંકાર) દરવેશોથી, (૧૦) રિયા આબેદોથી.

રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું આરામ દશ તરેહથી છે. પાંચ દુન્યામાં અને પાંચ આખેરતમાં. હવે જે દુન્યામાં છે તે ઇલમ, ઇબાદત, હલાલ રિઝક, સખતી ઉપર સબર કરવો, અને નેઅમત ઉપર શુકર કરવો છે અને જે આખેરતમાં છે તે આ કે તેની પાસે મલકુલમૌત રહમત તથા મહેર લાવે. અને મુનકર તથા નકીર કબરમાં તેને ઘભરાવે નહિ અને મોટા ગભરાટમાં તે અમનમાં થાય. અને તેના ગુનાહ મટાડવામાં આવે તથા તેની નેકી કબૂલ થાય અને ચમકતી વિજળીની જેમ પુલ સેરાતથી વટે અને સલામતીથી જંનતમાં જાય.

અબુલ ફજલે [રહ] કહ્યું, કે અલ્લાહે પોતાની કિતાબના દશ નામ લીધાં છે. [૧] કુરઆન (૨) ફુરકાન (૩) કિતાબ (૪) તનઝીલ (૫) હોદા (૬) નૂર [૭] રહમત (૮) શિફા (૯) રૂહ (૧૦) જીકર હવે કુરઆન, ફુરકાન, કિતાબ અને તનઝીલ એતો પ્રખ્યાત છે. અને હોદા, નૂર, રહમત અને શિફા તે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, " ઓ લોકો તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી નસીહત આવી છે. અને તે જે સીનામાં છે તેનેમાટે શીફા* છે. તથા મુમિનો માટે હિદાયત તથા રહમત છે. અને બચીત અલ્લાહ તરફથી નૂર તથા ખુલ્લી કિતાબ આવી છે." અને રૂહ તે તેણે ફરમાવ્યું છે. "અને એવીજ રીતે અમે તારા તરફ રૂહની વહી મોકલી અમારા હુકમથી." અને જીકર તે તેણે ફરમાવ્યું છે "અને અમે તારા તરફ જીકર ઉતાર્યું છે કે તું લોકો માટે બયાન કરે.

* સીનામાં જે શક સંદેહ છે તેને માટે શિફા છે.

હજરત લુકમાને પોતાના દીકરાને કહ્યું, એ મારા દીકરા ખચીત ડહાપણ આ છે કે તું દશ ચીજ કરે ÷ તેમાંની એક આ કે તું મરેલા દિલને જીવતું કરે + અને મીસકીનો પાસે બેસે. અને બાદશાહોની મીજલસથી બચતો રહે. અને હલકાને માન આપે. અને ગુલામોને આઝાદ કરે. અને મુસાફરોને જગ્યા આપે. અને ફકીરને તવંગર કરે. અને શરીફની શરાફતમાં અને સરદારની સરદારીમાં તું વધારો કરે. અને આ ચીજો માલથી શ્રેષ્ઠ છે, દહેશતથી બચાવ છે. લડાઈનો અસબાબ છે, નફો મેળવવાની પુંજી છે, જ્યારે બીક લાગે ત્યારે એ ભલામણ કરનાર (શફી) છે, જ્યારે તેનું યકીન જીવમાં પહોંચે ત્યારે એ માર્ગ બતાવનાર છે, અને જ્યારે કપડું ઢાંકી ન શકે ત્યારે આ ઢાંકણ છે.

એક હકીમે કહ્યું કે, અક્કલવાળો જ્યારે તોબા કરે, તો તેને દશ ચીજો કરવી યોગ્ય છે. (૧) જીભથી બખશીશ માંગવી. (૨) દિલથી પસ્તાવો કરવો. (૩) દેહથી બાઝ રહેવું. (૪) કદી નહીં કરવાનો પાકો વિચાર કરવો. (૫) આખેરતની મોહબ્બત કરવી. (૬) દુન્યાની દુશ્મની રાખવી. (૭) થોડી વાત કરવી, (૮) થોડું ખાવું પીવું. કે જેથી (૯) ઇલમ તથા ઇબાદત માટે તૈયાર રહે. (૧૦) થોડું ઉંઘવું. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે "તેઓ થોડી રાત સૂવે છે અને સવારમાં બખશીશ માગે છે.

અનસ બીન માલિકે (રદી) કહ્યું, પૃથ્વી દરરોજ દશ શબ્દોથી પોકાર કરે છે અને કહે છે. (૧) એ આદમના પુત્ર તું મારી પીઠ ઉપર દોડે છે અને તારે મારા પેટમાં આવવું છે. (૨) તું મારી પીઠ ઉપર ગુનો કરે છે અને મારા પેટમાં તને અજાબ થશે. (૩) તું મારી પીઠ ઉપર હસે છે અને મારા પેટમાં તું રડશે. (૪) તું મારી પીઠ ઉપર ખુશી કરે છે અને મારા પેટમાં તું ગમ કરશે. (૫) તું મારી પીઠ ઉપર માલ ભેગો કરે

÷ દશ ચીજો પુરી નથી કદાપી કોપી કરનારની ભૂલ થઇ હશે.

+ એટલે લોકોને નિશાયત કરે ઇસ્લામ ફેલાવે. અથવા અલ્લાહની યાદ કરતો રહે. ગુ. મો.

છે અને તું મારા પેટમાં પસ્તાવો કરશે. (૬) તું મારી પીઠ ઉપર હરામ ખાય છે અને મારા પેટમાં કીડા તને ખાશે. (૭) તું મારી પીઠ ઉપર ઇતરાય છે અને મારા પેટમાં જલીલ થશે. (૮) તું મારી પીઠ ઉપર ખુશી ખુશીમાં ચાલે છે અને તું મારા પેટમાં દુઃખી થઇને આવશે. (૯) તું મારી પીઠ ઉપર રોશનીમાં ચાલે છે અને મારા પેટમાં અંધારામાં તું આવશે. (૧૦) તું મારી પીઠ ઉપર સભાઓમાં જાય છે અને મારા પેટમાં તું એકલો આવશે.

રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે જે શખ્સ ઘણો હસે છે તેને દશ જાતની શીક્ષા થાય છે. (૧) તેનું દિલ મરે છે. (૨) તેના મોંની રોનક (અથવા આબરૂ) જાય છે. (૩) શૈતાન તેના ઉપર ખુશ થાય છે. [૪] અલ્લાહ તેના પર ગુસ્સો કરે છે (૫) કેયામતમાં તેનાથી ઝગડાશે. (૬) કેયામતમાં હજરત (સલ) તેનાથી મોં ફેરવશે. [૭] ફિરશતા તેના પર લાનત કરશે. [૮] આસમાન તથા જમીનવાળા તેનાથી દુશમની રાખશે. (૯) તે દરેક ચીજ ભૂલી જશે. [૧૦] કેયામતના દિવસે તે ફજેત થશે.

હસન બસરીએ (રહ) એક દિવસે કહ્યું, હું બસરાની ગલીયોમાં તથા બજારમાં એક જુવાન આબેદ સાથે ફરતો હતો, એવામાં અમે એક તબીબ પાસે પુગ્યા. તે ખુરસી ઉપર બેઠેલો હતો. તેની આગળ પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાં હતાં. તેઓની આગળ શીશીયોમાં પાણી હતું. અને દરેક તેને પોતાની બીમારીનું ઔષધ પૂછતાં હતાં. હસન બસરી કહે છે કે એક જુવાને તબીબની પાસે આવીને કહ્યું, ઓ તબીબ શું તારી પાસે એવું ઔષધ છે કે જે ગુનાહોને ધુએ અને દિલની બીમારીને સારી કરે ? તેણે કહ્યું કે હા, જુવાને કહ્યું કે લાવ. તેણે કહ્યું, તું મારી પાસેથી દશ વસ્તુ લે (૧) ફકીરીના ઝાડની જડોને તવાજોના ઝાડની જડો સાથે લે. (૨) તેમાં તૌબાની હરડે નાંખ, અને (૩) રજાની કુંડી (હાવન) માં નાંખ, અને (૪) કેનાઅતના દસ્તાથી તેને કુટ. અને (૫) પરહેઝગારીની હાંડીમાં તેને નાંખ. અને [૬] શરમનું પાણી તેમાં રેડ. અને [૭] મહુબ્બતની અગ્નિમાં તેને ઉકાળ. અને (૮) શુકરના

પ્યાલામાં તેને કાઢ. અને (૯) આશાના પંખાથી તેપર હવા નાખ. અને [૧૦] હમ્દની ચમચીથી તેને પી. જો તું આ કામ કરશે તો તને દુન્યા તથા આખેરતમાં દરેક બીમારી તથા બલાથી લાભ થશે.

કહેવાયું છે કે એક બાદશાહે આલેમો તથા હકીમોના પાંચ શખ્સોને ભેગા કર્યા. પૂરી તેઓને કહ્યું કે તમો દરેક ડહાપણની વાત કહો, તો તેઓમાંથી દરેક બે બે ડહાપણની વાત બોલ્યો, તો દશ થઇ. પહેલાએ કહ્યું ખાલેક [અલ્લાહ] નો ભય એ અમન છે. અને તેનાથી નડર થવું કુફ્ર છે. અને મખલૂકથી નડર થવું આઝાદી છે. અને તેઓનો ભય ગુલામ બનવું છે. બીજાએ કહ્યું અલ્લાહથી આશા રાખવી એવી તવંગરી છે કે તેને કોઇ ફકીરી નુકશાન કરતી નથી, અને તેનાથી નિરાશ થવું એવી ફકીરી છે કે તેની સાથે કોઈ તવંગરી લાભકારક નથી. ત્રીજાએ કહ્યું, દિલની તવંગરીની સાથે થેલીની ફકીરી નુકશાન કરતી નથી અને દિલની ફકીરી સાથે થેલીની તવંગરી લાભકારક નથી. ચોથાએ કહ્યું, સખાવતની સાથે દિલની તવંગરી તવંગરીનેજ વધારે છે. અને થેલીની તવંગરી દિલની ફકીરી સાથે ફકીરીનેજ વધારે છે.*પાંચમાએ કહ્યું, ઘણા શર [બુરાઇ] ના છોડવા કરતાં થોડી ખેર (નેકી) કરવી સારી છે. અને સઘળા શરને છોડવું એ થોડી નેકી કરવાથી સારૂં છે.

ઇબને અબ્બાસે (રઝી) હજરત (સલ) થી રિવાયત કરી છે કે મારી ઉમ્મતના દશ જાતના લોકો તોબા કરનાર સિવાય જંનતમાં જશે નહિ (૧) કલ્લાઅ, (૨) જોયુફ, (૩) કત્તાત, [૪] દબૂબ, (૫) દય્યુસ, [૬] અરતબાવાળો, (૭) કુબાવાળો, [૮] ઓતુલ્લ, (૯) ઝનીમ, [૧૦] માબાપનો આક. કહેવાયું કે ઓ રસુલુલ્લાહ (સલ) કલ્લાઅ કોણ છે ? ફરમાવ્યું કે જે અમીરો પાસે આવજા રાખે. +કહેવાયું કે જોયુફ કોણ છે? ફરમાવ્યું, કે

* એટલે જેના દિલમાં તવંગરી છે તે તવંગરી બખશીશમાં ખરચ કરવા છતાં વધતીજ રહે છે. અને દિલની ફકીરી તે થેલીમાં દોલત હોવા છતાં તે વધતીજ રહે છે.

+ એટલે ચુગલખોરી માટે.

કફન ચોર. કહેવાયું કે કત્તાત કોણ છે? ફરમાવ્યું કે ચુગલખોર. કહેવાયું કે દબુબ કોણ છે? ફરમાવ્યું કે જે લોંડીયોને વ્યભિચાર માટે પોતાના ઘરમાં ભેગી કરે. કહેવાયુ. કે દૈયુસ કોણ છે? ફરમાવ્યું કે જે પોતાની સ્ત્રી વિષે ગૈરત રાખે નહીં. કહેવાયું અરતબા વાળો કોણ છે? ફરમાવ્યું કે તબલા (ઢાલ) વગાડે. કહેવાયું કે કુબાવાળો કોણ છે? ફરમાવ્યું કે જે તંબુરો વગાડે. કહેવાયું કે ઓતુલ્લ કોણ છે? ફરમાવ્યું કે જે ગુનો માફ કરે નહીં તથા ઉજર કબૂલ રાખે નહીં. કહેવાવ્યું કે ઝનીમ કોણ છે? ફરમાવ્યું કે ઝિનાથી જનમ્યો હોય અને સડક ઉપર બેસીને લોકોની ગીબત કરે. આકના અર્થ પ્રખ્યાત છે.*

હજરત નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે દશ માણસોની નમાઝ અલ્લાહ તઆલા કદી કબુલ કરતો નથી. (૧) તે પુરૂષ કે જે એકલો વગર કેરાઅતે નમાઝ પઢે. (૨) તે પુરૂષ કે જે ઝકાત નહીં આપે. (૩) તે પુરૂષ કે જે લોકોને પસંદ ન હોવા છતાં તેમનો ઈમામ બને. (૪) નાસી જનાર ગુલામ. (૫) હંમેશ દારૂ પીનાર માણસ. (૬) તે સ્ત્રી જે એવી રીતે રાત કાઢે કે તેનો પતિ તેના પર ગુસ્સે હોય. (૭) તે આઝાદ સ્ત્રી કે જે વગર ઓઢણીએ નમાઝ પઢે. (૮) વ્યાજ ખાનાર. (૯) બાદશાહ જુલમકાર, (૧૦) તે પુરૂષ કે જેને તેની નમાઝ બેશરમી તથા બુરાઇના કામોથી રોકે નહીં, એ અલ્લાહ તઆલાથી દુરજ થતો જાય છે.

હજરત નબીએ (સલ) ફરમાવ્યું, મસજીદમાં દાખલ થનાર માટે દશ વાતો યોગ્ય છે. (૧) તેના મોઝા અથવા જોડાને તપાસે× (૨) જમણો પગ મુકવાથી શરૂ કરે. (૩) જ્યારે દાખલ થાય તો **બિસ્મિલ્લાહે વ સલામુન અલા રસુલિલ્લાહે વ અલા મલાએક-**

---

* એટલે આક તે છે કે જે પોતાના માબાપની નાફરમાની કરે.

× એટલે જો મોઝા કે જોડા પહેરેલા હોય, તો તેને જુએ. જો કંઇ નાપાકી દળદાર લાગી હોય તો તેને ઘસી નાખવાથી તે પાક થાય છે. અને પાક કર્યા પછી તે મોઝા કે જોડા સાથે પણ નમાઝ પઢવી દુરસ્ત છે. અને આ મોઝાથી મતલબ કપડાના મોઝા નથી. ગુ. મો.

**તિલ્લાહે અલ્લાહુમ્મ-ફ્તહ લના અબવાબ રહમતેક ઇન્નક અન્તલ વહહાબ** કહે. (૪) મસજીદવાળાઓ પર સલામ કરે. (૫) જ્યારે તેમાં કોઇ નહોય તો **અસ્સલામો અલૈના વ અલા એબાદિલ્લાહિસ સાલેહીન** કહે. અને **અશહદો અલ્લાએલાહ ઇલ્લ-લ્લાહો વ અન્ન મોહમ્મદર રસુલુલ્લાહ** કહે. (૬) નમાઝીની આગળથી નહીં જાય. [૭] દુન્યાની વાત કરે નહીં. (૮) બે રકઅત પઢયા વગર નીકળે નહીં. (૯) વોજુ સાથેજ દાખલ થાય. અને (૧૦) જ્યારે ઉભો થાય તો **સુબ્હાનક-લ્લાહુમ વ બે હમ્દેક અશહદો અલ્લાએલાહ ઇલ્લા અન્ત અસ્તગ ફેરોક વ અતુબો એલૈક** કહે.

અબુ હોરેરા [ રદી ] થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું, નમાઝ દીનનો થંભ છે. અને એમાં દશ વાતો છે. (૧) મોંની ખુબસુરતી, [ ૨ ] દિલનું નૂર, (૩) બદનની રાહત, ( ૪ ) કબરમાં ઉનસત, (૫) રહમતનું ઉતરવું, [૬] આસમાનની કુંચી, [૭] તરાજુનું ભારે થવું, (૮) પરવરદિગારની રજામન્દી, (૯) જંનતની કીંમત, [૧૦] દોઝખની આડ છે. તો જેણે એને કાયમ રાખી તેણે દીનને કાયમ કર્યું અને જેણે એને છોડી તેણે દીનને પાડયું.

હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું, જ્યારે અલ્લાહ જંનતવાળાઓને જંનતમાં દાખલ કરશે તો તેઓના તરફ એક ફિરશતાને મોકલશે, તેની સાથે હદીઓ તથા જંનતી કપડું હશે. ફરી જ્યારે તેઓ તેમાં દાખલ થવા લાગશે તો તે ફિરશતો તેઓને કહેશે, તમો થોભો રબ્બુલ આલમીન તરફનો એક હદીયો મારી પાસે છે. તેઓ કહેશે કે તે હદીયો શું છે ? ફિરશતો કહેશે કે તે દશ મોહરો છે. એકના ઉપર લખેલું છે, **સલામુન અલૈકુમ તિબતુમ ફદખોલુહાખાલેદીન.** બીજી ઉપર લખેલું છે, તમારેથી દરદ અને ગમ ઉપાડાયો છે. ત્રીજીમાં લખેલું છે, આ જંતન તમે અમલ કર્યા તેથી કરીને તમને વારસામાં મળી છે. ચોથીમાં લખેલું છે, તમને અમે પોશાક અને ઘરેણાં પહેરાવ્યાં. પાંચમીમાં લખેલું છે, તેઓના નિકાહ

અમે હુરે ઇન સાથે કર્યાં છે ખચીત મેં તેઓને આજે તેઓના સબર કરવાને લીધે બદલો આપ્યો છે. ખચીત તેઓજ મતલબે પહોંચનાર છે. છઠ્ઠીમાં લખેલું છે, તમે બંદગી કરી તેના બદલામાં આજે આ બદલો તમને છે. સાતમીમાં લખાયું છે, તમો જુવાન થયા છો કદી વૃધ્ધ થશો નહીં, આઠમીમાં લખેલું છે, તમો અમનમાં થયા છો કદી ડરસો નહીં. નવમીમાં લખાયું છે, પેગમ્બરો, સિદ્દીકો, શહીદો અને નેક લોકોની સંગતમાં તમે થયા છો. દશમીમાં લખેલું છે, અરશવાળા માનીતા રહમાન (અલ્લાહ) ના પાડોશમાં તમે રહ્યા છો. પૂરી ફિરશતો કહેશે તમો સલામતીની સાથે ચેનથી એમાં જાઓ. ફરી તેઓ જનંતમાં જશે અને કહેશે, "સર્વ સ્તુતી અલ્લાહને માટેજ છે જેણે અમારેથી ગમને દૂર કર્યો. ખચીત અમારો પરવરદિગાર બખશનાર ઉપકારી છે. સઘળી તારીફ તે અલ્લાહ માટેજ છે કે જેણે અમને વારેસ કર્યા. જ્યાં અમે ચાહીએ છીએ ત્યાં જનંતમાં જગ્યા લઇએ છીએ. તો અમલ કરનારને તે કેવો સારો બદલો છે." અને જ્યારે દોઝખ વાળાઓને દોઝખમાં નાખવાનો ઇરાદો કરશે તો અલ્લાહ તેઓ પાસે એક ફિરશતો મોકલશે અને તેની સાથે દશ મોહર હશે. પહેલીમાં લખેલું છે, તમો એમાં દાખલ થાઓ એમાં કદી તમે મરવાના નથી અને ન જીવતા રહેશો અને ન નીકળશો. બીજીમાં લખેલું છે, અજાબમાં તમો ઘુસો તમારે માટે રાહત નથી. ત્રીજીમાં લખેલું છે, તેઓ મારી રહમતથી નિરાશ થયા. ચોથીમાં લખેલું છે, તમો હંમેશાં ગમ અને દરદમાં પડો. પાંચમીમાં લખેલું છે, તમારૂં કપડું અગ્નિ છે અને તમારૂં ખાણું ઝકકૂમ છે અને તમારૂં પાણી છછળતું છે, અને તમારૂં બીછાણું અગ્નિ છે અને તમારૂં ઓઢવાનું અગ્નિ છે. છઠીમાં લખેલું છે, તમે જે મારી નાફરમાની કરી તેને લીધે આજે આ તમને બદલો છે. સાતમીમાં લખેલું છે, મારો ગુસ્સો તમારાપર અગ્નિમાં હંમેશાં છે. આઠમીમાં લખેલું છે, મોટા ગુનાહો તમે જાણી બુજીને કર્યા અને તમે તૌબા કરી નહીં તથા પસતાવો કર્યો નહીં, તેથી તમારા પર આ લાનત છે. નવમીમાં લખેલું છે, તમારા સાથી શૈતાનો અગ્નિમાં

હંમેશાં છે. દશમીમાં લખેલું છે, તમે શૈતાનની તાબેદારી કરી દુન્યા ઇચ્છી અને આખેરત તજી છે તો આ તમારી શિક્ષા છે.

એક હદીસથી રિવાયત છે કે મેં દશ વસ્તુને દશ જગ્યામાં શોધી પણ તે બીજી દશ જગ્યામાં મળી. (૧) ઊંચી પદવીને મેં તકબ્બોરીમાં શોધી તો તે મને તવાજોમાં મળી. (૨) ઇબાદતની શોધ મેં નમાઝમાં કરી તો તે મને પરહેઝગારીમાં મળી. (૩) રાહતને મેં લોભમાં ઢુંઢી તો તે મને દરવેશીમાં મળી. (૪) દિલના નૂરને મેં દિવસની નમાઝમાં શોધ્યું તો તે છુપી રીતે રાતની નમાઝમાં મળ્યું. (૫) કેયામતના નૂરને મેં બખશીશ તથા સખાવતમાં શોધ્યું તો તે મને રોઝાની તરસમાં મળ્યું. (૬) પુલ સિરાત ઉપરથી ગુજરવાનું મેં કુરબાનીમાં શોધ્યું તો તે મને સદકામાં મળ્યું. (૭) અગ્નિથી છુટકારો મેં મોબાહ કામોમાં શોધ્યો તો તે મને શહવતો છોડવામાં મળ્યો. (૮) અલ્લાહની મોહબ્બત મેં દુન્યામાં શોધી તો તે મને અલ્લાહ તઆલાના જીકરમાં મળી. (૯) આફિયતને મેં સભાઓમાં શોધી તો તે મને તનહાઇમાં મળી. (૧૦) દિલના નૂરને મેં નસીહતો તથા કુરઆનના પઢવામાં શોધ્યું તો તે મને ફિકરમાં તથા રડવામાં મળ્યું.*

"વ ઇજીબતલા ઈબરાહીમ રબ્બોહુ"ની તફસીરમાં હજરત અબ્દુલ્લાહ બીન અબ્બાસે (રદી) કહ્યું કે તે દશ કામો સૂંનત છે. પાંચ માથામાં છે અને પાંચ બદનમાં છે. હવે જે માથામાં છે તે (૧) મિસવાક કરવી, (૨, ૩) મોંમાં તથા નાકમાં પાણી લેવું. (૪) મુછો કતરાવવી, (૫) માથું બોડાવવું છે=અને જે બદનમાં છે તે (૧) બગલના વાળ ટુંપવા+ (૨) નખ લેવા [૩] ટુંટી નીચેના વાળ બોડવા÷(૪) ખતના કરવી [૫] ઇસ્તિનજો કરવો છે.

* નસીહત સાંભળવાથી તથા કુરઆન પઢવાથી દિલનું નૂર નહી મળ્યું કારણ કે કુરઆન શરીફના અર્થમાં વગર વિચાર કરે પઢવું તાસીર કરતું નથી અને બોદાના ખોફથી રડવું દિલમાં નૂર ઉત્પન્ન કરે છે. કુરઆન તથા નસીહત અર્થના વિચાર સાથે હોય તો ઘણું સારૂં છે.

= અને બીજી રિવાયતમાં માથાનો સેંથો પાડવો છે. અને સેંથો વચમાંજ થાય છે તો ટેડાની જેમ બાજુમાં પાડે છે તે સુંનત વિરૂદ્ધ છે. તથા કાફરોની મોશાબહત છે. ગુ. મો.

+ બોડાવવા પણ દુરસ્ત છે. ગુ, મો.

÷ દવા લગાડી કાઢવા પણ દુરસ્ત છે. ગુ. મો.

ઇબને ઇબ્બાસ (રદી) થી રિવાયત છે કે જે કોઇ નબી સાહેબ (સલ) ઉપર એક વાર દોરૂદ પઢે છે તો અલ્લાહ તેના પર દશ વાર રહમત મોકલે છે. અને જે તેમને એકવાર બુરૂ કહે છે, તો અલ્લાહ તે પર દશવાર બુરાઈ મોકલે છે. વલીદ બીન મોગીરા (લાનતુલ્લાહ અલૈહ) વિષે તેં અલ્લાહનું કહેવુ જોયું નથી ? તેણે નબી સાહેબ (સલ) ની એકવાર બુરાઇ કરી, તો અલ્લાહે તેની દશ વાર બુરાઇ કરીને કહ્યું, તું તાબેદારી ન કર કોઈ પણ કસમ ખાનાર, બેકદર, મેણા મારનાર, ચુગલી ખાનાર, ભલા કામથી રોકનાર. હદથી વધનાર, ગુનેહગાર, ઉજડેલો, એ પછી હરામનો,+ મ લ તથા છોકરાઓવાળો હોવાને લીધે જ્યારે તેની આગળ અમારી આયતો પઢાય છે તો તે કહે છે આ તો આગલાઓની કહાણી છે. એટલે તે કુરઆનને જૂઠવે છે.

ઇબરાહીમ અદહમ (રહ) ને જ્યારે અલ્લાહનું કહેવું "ઉદઊની અસતજીબ લકુમ" ની મતલબ પૂછાઇ કે અમો દોઆ કરીએ છીએ પણ તે કબુલ થતી નથી. તો જવાબ આપ્યો કે તમારા દિલ દશ વસ્તુને લીધે મર્યાં છે. (૧) ખચીત તમોએ અલ્લાહને ઓળખ્યો પણ તેનો હક અદા કર્યો નહીં, (૨) તમે અલ્લાહની કિતાબ પઢી પણ તે ઉપર અમલ કર્યો નહીં. (૩) તમોએ ઇબલીસની દુશમનીનો દાવો કર્યો પણ તમોએ તેનાથી દોસ્તી કરી છે. [૪] તમોએ રસૂલુલ્લાહની મોહબ્બતનો દાવો કર્યો પણ તેમની તાબેદારી તથા સુંનતને છોડી છે. (૫) તમે જંનતની ઇચ્છાનો દાવો કર્યો પણ તેને માટે અમલ કર્યાં નહીં. (૬) તમોએ દોઝખના ડરનો દાવો કર્યો પણ ગુનાહોથી બાઝ રહ્યા નહીં. (૭) તમોએ દાવો કર્યો છે કે મૌત સત્ય છે પણ તેને માટે કંઈ તૈયારી કરી નહીં. (૮) તમો બીજાઓની એબમાં લાગ્યા. અને પોતાની એબોને છોડી. (વિચારી નહીં) [૯] તમો અલ્લાહના રિઝકને ખાઓ છો પણ તેનો શુકર કરતા નથી. (૧૦) તમો મુરદાં દફન કરો છો પણ તેથી તમો ધડો પકડતા નથી,

+ હરામથી જનમેલામાં શરારત તથા લડાવવાની ખાસીયત હોય છે. ગુ. મો.

હજરત નબી [સલ] એ ફરમાવ્યું કે કોઇપણ બંદો કે બંદી અરફાની* રાત્રે હજાર વાર આ દોઆની સાથે દોઆ કરશે અને એ દશ શબ્દો છે તો સગાઇ તોડવાની તથા ગુનાહની માંગણી સિવાય જે માંગણી કરશે તે કબૂલજ થશે. (૧) સુબ્હાન-લ્લઝી ફિસ-સમાએ અરશોહુ (૨) સુબ્હાન-લ્લઝી ફિલ અરદે મુલકોહુ વ કુદરતોહુ (૩) સુબ્હાન-લ્લઝી ફિલ બર્રે સબીલોહુ (૪) સુબ્હાન-લ્લઝી ફીલ હવા રૂહોહુ (૫) સુબ્હાન-લ્લઝી ફીન્નારે સુલતાનોહુ (૬) સુબ્હાન-લ્લઝી ફીલ અરહામે ઇલિમોહુ (૭) સુબ્હાન-લ્લઝી ફીલ કોબૂરે કઝાઓહુ (૮) સુબ્હાન-લ્લઝી રફઅસ સમાઅ બેલા અમદ (૯) સુબ્હાન-લ્લઝી વદઅલ અરદ [૧૦] સુબ્હાન-લ્લઝી લા મલજઅ વલા મન્જઅ મિન્હો ઇલ્લા એલૈહે.×

ઇબને અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) એક દિવસે ઇબલીસ (અલૈહીલ લઅનત) ને કહ્યું મારી ઉમ્મતમાંથી તારા કેટલા દોસ્ત છે? તેણે કહ્યું કે દશ માણસો. (૧) જુલમકાર હાકેમ. (૨) ગરૂરી કરનાર. (૩) તે તવંગર કે જે પરવા નહીં કરે કે કયાંથી માલ કમાય છે અને શામાં ખરચે છે. (૪) તે આલિમ કે જે હાકેમને તેના જુલમ ઉપર સાચવે [૫] ખિયાનત કરનાર વેપારી. (૬) અનાજ રોકનાર. [૭] ઝાની, (૮) વ્યાજ ખાનાર. [૯] તે બખીલ કે જે માલ કયાંથી ભેગો થાય છે તેની પરવા કરે નહીં, (૧૦) હંમેશ શરાબ પીનાર. ફરી નબી સાહેબે ફરમાવ્યું મારી ઉમ્મતમાંથી તારા કેટલાક દુશ્મન છે? તેણે કહ્યું કે વીશ માણસ. પ્રથમ આપ એ મોહમ્મદ કેમકે હું તમારી દુશ્મની રાખુંછું. (૨)

* જીલહજ્જની ૯ મી તારીખનું નામ અરફો છે. ગુજરાતમાં દર તહેવારના આગલા દિવસને અરફો કહે છે. એ જહાલત છે. ગુ. મો.

× આ દશ શબ્દો અલ્લાહની તસબીહના છે તેમાં છેલ્લા શબ્દના અર્થ "પાકી છે તેને માટે કે જેના વગર કોઇ ઠેકાણે પનાહ કે છુટકારો નથી," દુન્યામાં જે કંઈ બલા કે મુસીબત પહોંચે છે તે અલ્લાહ તરફનીજ છે અને આ હદીસમાં કહેવાયું કે ખોદા વગર કેથે છુટકારો કે પનાહ નથી. તો ખોદા સિવાય બીજા પાસે બલાથી છુટકારો માંગવો એ શિર્ક છે. તથા રસુલુલ્લાહના કહેવાથી ઉલટું કરવું છે. ગુ. મો.

ઇલમ ઉપર અમલ કરનાર આલિમ. (૩) કુરઆનનો હાફેજ જો તેપર અમલ કરે તો. (૪) અલ્લાહ વાસ્તે પાંચ નમાઝોની અજાન કહેનાર. (૫) ફકીરો મીસકીનો અને યતીમો ઉપર મોહબ્બત રાખનાર. (૬) રહમ દિલ. (૭) સત્ય માટે નમનાર. (૮) અલ્લાહ તઆલાની બંદગીમાં ઉછરેલો જુવાન. (૯)હલાલ ખાનાર. (૧૦) અલ્લાહને વાસ્તે દોસ્તી રાખનાર બે જુવાનો. (૧૧)જમાઅતથી નમાઝ પઢવાનો લોભ રાખનાર. (૧૨)લોક સૂતા હોય ત્યારે રાતમાં નમાઝ પઢનાર. (૧૩) હરામથી પોતાને રોકનાર. (૧૪)ખેર ખાહી કરનાર. અને બીજી રિવાયતમાં છે ભાઇઓ માટે દોઆ કરનાર અને તેના દિલમાં કંઈ (કપટ વગેરે)ન હોય. (૧૫)હંમેશાં વોજુથી રહેનાર .(૧૬) સખાવત કરનાર. (૧૭)સારા સ્વભાવવાળો.(૧૮)અલ્લાહ જે ચીજનો તેને માટે જામીન થયો તેમાં પોતાના પરવરદિગારને સાચવનાર.* (૧૯) એવા પરદાદાર સ્રીઓથી ભલાઈ કરનાર. (૨૦) મોત માટે તૈયાર રહેનાર.

વહબ બીન મોનબ્બેહે (રહ)કહ્યું, તૌરાતમાં લખાયું છે કે કોઇએ ભાથું (આખેરતનું) દુન્યામાં તૈયાર કર્યું તે કેયામતના દિવસે હબીબુલ્લાહ થયો. અને જેણે ગજબ (ગુસ્સો) છોડયો તે અલ્લાહના પાડોશમાં થયો. અને જેણે ઐશની મોહબ્બત દુન્યામાં છોડી તે કેયામતના દિવસે અલ્લાહના અજાબથી અમનમાં થયો. અને જેણે હસદ (અદેખાઇ) તજ્યો તે કેયામતના દિવસે લોકોની આગળ સ્તુતી પાત્ર થયો. અને જેણે હોકુમતની મોહબ્બત છોડી તે મલિક જબ્બાર (અલ્લાહ)નીઆગળ ઈજ્જતવાળો બન્યો. અને જેણે દુન્યામાં નકામું છોડયું તે સારા લોકોમાં આરામ પાનાર થયો. અને જેણે દુન્યામાં ઝગડો તજયો તે કેયામતના દિવસે મતલબ પાનાર થયો. અને જેણે બખીલીને દુન્યામાં તજી તે લોકોની આગળ વર્ણાયો. અને જેણે દુન્યામાં રાહત છોડી તે કેયામતના દિવસે પેગમ્બરોના પાડોસમાં થયો. અને જેણે હરામમાં નજર કરવી દુન્યામાં તજી તેની આંખો ને કેયામતના દિવસે અલ્લાહ જંનતમાં ખુશી કરશે. અને જેણે તવંગરીને દુન્યામાં તજી અને ફકીરીને પસંદ કરી તેને અલ્લાહ કેયામતના

*અલ્લાહ રિઝકનો જામીન છે. તો બંદો એવાતમાં અલ્લાહ ને સાચો જાણી રિઝકની શોધમાં ઉમર બરબાદ કરનાર નહોય તે.

દિવસે વલીયો અને નબીયો સાથે ઉઠાવશે. અને જે દુન્યામાં લોકોની હાજતો પુરી કરવા ઉઠયો અલ્લાહુ તઆલા તેની હાજતો દુન્યા તથા આખેરતમાં પુરી કરશે. અને જે કોઈ ઇચ્છે કે તેની કબરમાં ઉનસતવાળો થાય તેને જોઇએ કે તે રાતનાં અંધારામાં ઉઠે અને નમાઝ પઢે. અને જે કોઈ ચાહે કે તે અલ્લાહુના અરશના છાયામાં થાય તેને જોઇએ કે તે ઝાહિદ બને. અને જે ચાહે કે તેનો હિસાબ આસાન થાય તો તેને જોઈએ કે તે પોતાને તથા તેના ભાઇયોને નસીહત કરે. અને જે ચાહે કે ફિરશતા તેની મુલાકાત લેનાર થાય તેને જોઇએ કે તે પરહેઝગાર થાય. અને જે ચાહે કે જંનતના મેદાનમાં રહે તેને જોઇએ કે રાત દિવંસ અલ્લાહુની યાદ કરનાર થાય. અને જે ચાહે કે વગર હિસાબે જંનતમાં જાય તેને જોઇએ કે અલ્લાહ આગળ સ્વચ્છ પસ્તાવો (ખલિસ તોબા) કરે. અને જે ચાહે કે તે ગની થાય તેને જોઇએ કે અલ્લાહે તેની કીસમતમાં જે ઠેરવ્યું હોય તેથી રાજી થાય. અને જે ચાહે કે અલ્લાહુની આગળ ફકીહ થાય તેને જોઇએ કે તે નમ્રતાવાળો થાય. અને જે ઇચ્છે કે તે હકીમ (દાના) થાય તેને જોઇએ કે તે આલિમ થાય. અને જે ઇચ્છે કે તે લોકોથી બચેલો રહે તેને જોઇએ કે તે દરેકને ભલાઇ વગર બોલે નહિ. અને તેને જોઈ કે તે દુન્યામાં ધડો લ્યે કે હું કયી ચીજથી ઉત્પન્ન થયો? અને શા માટે ઉત્પન્ન થયો? અને જે શખ્સ ચાહે કે તે દુન્યા તથા આખેરતમાં માન મેળવે તેને જોઇએ કે તે દુન્યા કરતાં આખેરતને પસંદ કરે. અને જે ફિરદોસને તથા પૂના થનાર નેઅમતોને ચાહે તે પોતાની ઉંમરને દુન્યાના ફેસાદમાં બરબાદ કરે નહિ. અને જે દુન્યા તથા આખેરતમાં જંનત ઇચ્છે તેને માથે સખાવત કરવી જરૂરનીછે. કારણુ કે સખા જંનતની નઝદીક છે, અને અગ્નિથી દૂર છે. અને જે ચાહે કે તે પોતાના દિલને પૂરતા નૂરથી રોશન કરે તે ફિકર તથા ઇબરત લેવાને લાજમ જાણે. અને જે ઇચ્છે કે તેનું બદન સબર કરનાર થાય અને જુબાન જીકર કરનાર થાય તેને માથે જરૂર મુમિન મુસલમાન પુરૂષ સ્ત્રીઓ માટે ઘણી ઈસ્તીગફાર કરે.

સમાપ્ત.

## મહાન મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી
## લુકમાન હકીમની પોતાના પુત્રની શીખામણ માટે
## સો આજ્ઞાઓ.

(૧) ઓ મારા વહાલા દીકરા ખોદા અઝઝ વ જલને ઓળખ
(૨) તું જે કંઈ બોધ આજ્ઞા કરે પ્રથમ તે પર પોતે ચાલ
(૩) પોતાની લાયકાત પ્રમાણે વાત કર
(૪) લોકોના માન મરતબાને ઓળખ
(૫) સઘળા મનુષ્યોના હકને પહેચાન
(૬) પોતાના ભેદની સંભાળ કર
(૭) તંગીની વેળાએ મિત્રની પરીક્ષા કર
(૮) નફા નુકસાનમાં દોસ્તની પરીક્ષા કર
(૯) મવાલી તથા નાદાન લોકોથી ભાગ
(૧૦) હોશિયાર તથા દાના દોસ્તને પસંદ કર
(૧૧) નેકીના કામમાં પ્રયત્ન અને મહેનત કર
(૧૨) સ્ત્રીઓ પર ભરોસો નહિ કર
(૧૩) સુધારા કરનાર ડાહ્યા લોકો સાથે તદબીર કર
(૧૪) વાત દલીલ દાખલા સાથે કેહ
(૧૫) જુવાનીને ગનીમત જાણ
(૧૬) જુવાનીના વખતમાં બંને જહાનનાં કામ ઠીક કર
(૧૭) યાર તથા દોસ્તો ઉપર પ્રીતિ રાખ
(૧૮) દોસ્ત અને દુશમન સાથે હસમુખ રેહ
(૧૯) મા બાપને ગનીમત જાણ
(૨૦) ઉસ્તાદને બાપથી ઉત્તમ જાણ
(૨૧) આવકના પ્રમાણમાં ખરચ કર
(૨૨) સઘળા કામોમાં મધ્યમ ચાલે ચાલ
(૨૩) જવાંમરદી અને બહાદુરીની ટેવ પાડ
(૨૪) મેમાનની ખીજમત સંપૂર્ણ રીતે કર
(૨૫) ઘરમાં આવે તો આંખ તથા જીભની સંભાળ કર
(૨૬) કપડાં તથા શરીરને પવિત્ર રાખ
(૨૭) સમાજ [જમાઅત] સાથે લાગેલો રેહ
(૨૮) ઓલાદને ઇલમ તથા અદબ શીખાડ

(૨૯) જો બની શકે તો તીર મારતાં તથા સ્વારી કરતાં શીખ

(૩૦) મોઝાં તથા જોડા જ્યારે પહેરે તો જમણા પગથી શરૂ કર અને ડાબા પગથી કાઢ

(૩૧) દરેક માણસ સાથે તેના ગજા જેટલું કામ કર

(૩૨) રાત્રે જો વાત કરે તો ધીમેથી કેહ અને દિવસે જો વાત કરે તો ચોતરફ નજર કર

(૩૩) થોડું ખાવાની, થોડું સુવાની અને થોડું બોલવાની ટેવ રાખ

(૩૪) જે ચીજ પોતા માટે પસંદ કરે નહિ તે બીજાઓ માટે પણ પસંદ નહિ કર

(૩૫) કામોને તદબીર તથા હોશિયારી સાથે કર

(૩૬) નહિ શીખેલાને ઉસ્તાદ નહિ બનાવ

(૩૭) સ્ત્રી તથા બાળકને ભેદની વાત નહિ કેહ

(૩૮) કોઇની વસ્તુ ઉપર દિલ નહિ લગાડ

(૩૯) કપુત નીચ જાતથી વફાદારીની આશા નહિ રાખ

(૪૦) વગર વિચારે કોઇ કામમાં નહિ પડ

(૪૧) નહિ કરેલાને કરેલું નહિ ગણ

(૪૨) આજનું કામ કાલ પર નહિ નાખ

(૪૩) પોતાથી મોટાઓ સાથે મશકરી નહિ કર

(૪૪) મોટા માણસ સાથે લાંબી વાત નહિ કર

(૪૫) સામાન્ય લોકને બેશરમ નહિ બનાવ

(૪૬) હાજત વાળાને નિરાશ નહિ કર

(૪૭) થઈ ગએલી લડાઇને યાદ નહિ કર

(૪૮) બીજાની નેકીને પોતાની નેકી સાથે નહિ મેળવ

(૪૯) પોતાના માલને દોસ્ત કે દુશ્મનને નહિ દેખાડ

(૫૦) સગાંઓથી સગાઇ નહિ તોડ

(૫૧) નેક લોકોની ગીબત [નિંદા] નહિ કર

(૫૨) પોતાને નહિં જો [કે હું પણ કંઇ છું]

(૫૩) એક ટોળું ઉભું હોય તો તું પણ તેઓની માફક કર

(૫૪) આંગળીઓને આપસમાં ભેરવેલી નહિ રાખ

(૫૫) લોકોની સામે દાંતને સાફ [ખેલાલ] નહિ કર

(૫૬) થુંક કે લીંટ મોટા અવાજની સાથે નહિ નાખ

(૫૭) બગાસું ખાતી વેળા હાથ મોં પર રાખ
(૫૮) લોકોની સામે આળસ નહિ ખા
(૫૯) નાકમાં આંગળી નહિ નાખ
(૬૦) હસી ઠઠ્ઠાની વાત નહિ કર
(૬૧) કોઈ માણસને બીજાની સામે ખશીયાણો નહિ કર
(૬૨) આંખ કે ભવાંથી ઇશારો નહિ કર
(૬૩) કહેલી વાત બીજી વાર નહિ ઇચ્છ
(૬૪) જે વાતથી હસી આવે તેથી બચતો રહે
(૬૫) પોતાની તથા ઘરવાળાની તારીફ કોઈની આગળ નહિ કર
(૬૬) પોતાને સ્ત્રીઓ માફક નહિ શણગાર
(૬૭) ફરજન્દોની મતલબે નહિ રેહ
(૬૮) ઝબાનની સંભાળ કર
(૬૯) વાત કરતી વેળા હાથ નહિ હલાવ
(૭૦) દરેક માણસના મરતબાની સંભાળ કર
(૭૧) બુરાઇયો કરવામાં લોકોની સાથે નહિ થા
(૭૨) મરેલાને બુરાઇથી યાદ નહિ કર. કારણ કે એમાં લાભ નથી
(૭૩) બનતા સુધી લડાઈ ઝઘડો નહિ કર
(૭૪) જોર અજમાવનાર નહિ થા
(૭૫) પારખેલા માણસ વિષે સારીજ ધારણા કર
(૭૬) પોતાની રોટલી બીજાના દસ્તરખાન ઉપર નહિ ખા
(૭૭) કામોમાં ઉતાવળ નહિ કર
(૭૮) દુન્યા માટે પોતાને દુઃખમાં નહિ નાખ
(૭૯) જે કોઇ પોતાને ઓળખે તેને ઓળખ
(૮૦) ગુસ્સાની હાલતમાં સમજીને વાત કર
(૮૧) આસતીન (બાંય)થી નાક સાફ નહિ કર
(૮૨) સુર્યોદય વેળા સુઇ નહિ રેહ
(૮૩) લોકોની સામે નાહ ખા
(૮૪) માર્ગમાં વડીલોની આગળ નહિ ચાલ
(૮૫) લોકોની વાતમાં વચ્ચે નહિ પડ
(૮૬) માથું ઘુંટણ ઉપર નહિ રાખ
(૮૭) ડાબે જમણે નહિ જો પણ જમીન તરફ નજર રાખ

(૮૮) બનતા સુધી ખુલ્લી પીઠે સ્વારી નહિ કર
(૮૯) મેમાનની રૂબરૂ કોઇ ઉપર ગુસ્સો નહિ કર
(૯૦) મેમાનને કામ નહિ સોંપ
(૯૧) ગાંડા તથા છાકટા સાથે વાત નહિ કર
(૯૨) નકામા તથા લુચ્ચાઓની સાથે મહોલ્લાને નાકે નહિ બેસ
(૯૩) નપ્રા નુકસાન માટે પોતાની આબરૂ નહિ ખો
(૯૪) નકામો ખર્ચ કરનાર તથા અભિમાની (મોતકબ્બેર)નહિ થા
(૯૫) લોકોની લડાઈ પોતા ઉપર વહોરી નહિ લે
(૯૬) લડાઇ તથા ફિતનાથી દૂર રેહ
(૯૭) છરી, અંગુઠી અને પૈસા વિના નહિ રેહ
(૯૮) એટલી રીઆયત કર કે પોતાને હલકો નહિ પાડ
(૯૯) નમ્રતા કરનાર થા
(૧૦૦) ખોદા તઆલા સાથે સત્યતાથી, નફસ સાથે જબરાઇથી મખલુક સાથે ઇનસાફથી, બુઝુરગો સાથે ખીજમતથી, નાનાઓ સાથે મહેરબાનીથી, દરવેશો સાથે સખાવતથી, દોસ્ત બિરાદરો સાથે નસીહત તથા ખેરખાહીથી, દુશ્મનો સાથે હિલમથી, જાહેલો સાથે ખામોશીથી, આલેમો સાથે તવાજોથી પોતાનું જીવન ગાળ. અને આ માર્ગ ઉપર ચાલ્યો જા. કોઇના માલ ઉપર લોભ નહિ કર, અને જ્યારે આગળ આવે તો રોક નહિ. પણ આવી ગયા પછી સંગ્રહ નહિ કર.

અને તેમણે કહ્યું કે મેં ત્રણ હજાર શબ્દો નસીહતમાં લખ્યા છે. તેમાંથી ત્રણને ચુંટયા છે. તેમાંથી બેને યાદ રાખ અને એકને ભુલી જા. એટલે અલ્લાહને તથા મૌતને યાદ રાખ અને કરેલી નેકીને ભુલી જા.

વળી તેમણે ફરમાવ્યું છે કે ચુપકી રહેવામાં સાત ગુણ છે, (૧) વગર ઘરેણે શણગાર છે, (૨) વગર હોકુમતે હેબત છે, (૩) વગર મહેનતે ઈબાદત છે, (૪) વગર દીવાલે કીલ્લો છે, (૫) વગર ઉજરે બેપરવાઇ છે, (૬) કિરામન કાતેબીનને ફુરસત થાય છે, (૭) એબો ઢંકાય છે.



# જાહેર ખબર.

મશારેકુલ અનવાર–ગુજરાતી, આ અરબી તથા ઉર્દૂ કિતાબનો તરજુમો છે. એમાં કર્તાએ જગત જાણીતી રાતબર અને ઉલમાઓમાં માન્ય હદીસની કિતાબો બુખારી આ મુસ્લિમ શરીફમાંથી એકમતે પ્રસાર થએલી ૨૨૭૨ હદીસો લખી છે. અને દરેક હદીસો નંબરવાર લખી છે. તેમજ દરેક હદીસના નીચે ફાયદામાં તેનો ખુલાસો લખ્યો છે. કે જો કોઈ હદીસનો તરજુમો સમજી ન શકાય તો ફાયદાથી મતલબ સમજી શકે એમાં ભાષાંતર કરનાર સાહેબે ગુજરાતી મહાવરાનો ખ્યાલ રાખ્યો છે. અરબી મહાવરા પ્રમાણે શબ્દે શબ્દનો તરજુમો કર્યો નથી, કે જેથી મતલબ સમજતાં સુગમ પડે વળી કેટલીક જગ્યામાં હજરત મૌલાના મરહુમ ગુલામ મોહમદ સાહેબ સાહેબે [ખુદા તેમની કબરમાં નૂર વસાવે, આમીન] નોટમાં ઘણો ખુલાસો પણ બયાન કર્યો છે. જેથી દરેક દીની ભાઈઓને આ અમુલ્ય કિતાબને પોતાના ઘરમાં રાખવી યોગ્ય છે. ભાગ ૧ લો એમાં ૭૭૩ હદીસો છે. ભાગ ૨ જો એમાં ૭૨૯ હદીસો છે ભાગ ૩ જો એમાં ૭૧૨ હદીસો છે. દરેક ભાગની કીંમત રૂ. ૧–૧૨–૦

ત્રણ ભાગ સાથે લેનાર પાસેથી રૂ. ૫–૦–૦ લેવામાં આવશે.

અબ્દુર રહીમ મેનેજર કુતુબખાના આદેકીયહ.

રાંદેર ઠે.—સુરત.